આવા કામમાં બિલકુલ એહસાન નથી. મારી તપાસમાં તેઓ મને મદદ કરે એમ લાગતું નથી અલબત્ત સરકાર નામદારથી હું મોટી આશા રાખું છું, કેમકે મારી માન્યતા પ્રમાણે હું આજે કાંઇ કરી રહયો છું તે તેમનોજ ઇશારો છે, અને તે કૃપા કવખતની છે.

ઇશનાઅશરી અને ઇસ્માઇલીઓ ઉભય આ વાતને તો માને છે કે, હઝરત ઇમામ જાફર સાદિક સાહેબને બે પુત્રો હતા અને તેઓ જુદી જુદી સ્ત્રીઓને પેટે અવતર્યા હતા. ઇશનાઅશરી કહે છે કે પહેલા ઇમામ તરીકે હઝરત ઇસ્માઇલને મુકરર કરવામાં આવ્યા હતા પણ કોણ જાણે પછી શા કારણથી હઝરત મુસેકાઝમને ઈમામ બનાવવામાં આવ્યા. થોડા સમય સુધી ઇમામતનો સિલસિલો જારી રહયા પછી તે એકાએક બંધ પડી ગયો અને બારમા ઇમામ ગુમ થઇ ગયા, કે જે આજસુધી ગુપ્તજ છે. કયામત વખતે તેઓ પાછા દેખાવ દેશે. ઇસ્માઇલીઓ કહે છે કે જ્યારે અલ્લાહના હુકમથી (નશ) થઈ ત્યારે તે કેમ ફરી શકે? અને ઇમામ મુસેકાઝમ કેવી રીતે ઇમામ બની શકે? અને એ પણ ખોટું છે કે ઇમામત હઝરત ઇસ્માઇલ પછી કાયમ કરવામાં આવી કેમકે ઇમામત પછી હઝરત ઈસ્માઈલે દશ વરશ સુધી ઈમામત કરી છે. ઇમામતના દશ વર્ષ પછી સને ૧૫૮ માં તેમની વફાત થઈ. સલમિયા મુકામે તેમનું સમાધિગ્રહ છે. બગદાદના ખલીફા મનસુર અબ્બાસી હઝરત ઈસ્માઇલ ઉપર ક્રોધે ભરાયાથી હઝરત ઈમામ જઅફર સાદિકે હઝરત ઇસ્માઇલને સલમિયા મુકામે મોકલી દીધા. આ કારણથી ખલીફાએ હઝરત ઈમામ જઅફર સાદિકને પકડી મંગાવ્યા અને તેમના કાનમાં શીશાનો રસ નાખીને તેમને શહીદ કર્યા. સલમિયાના નિવાસ દરમ્યાન હઝરત ઇસ્માઇલે આસપાસના પ્રદેશમાં ઉપદેશક મોકલ્યા અને તેજ પ્રમાણે હઝરત નુરોદ્દીનને હિંદુસ્થાનમાં મોકલ્યા. તેઓ સિધ્ધરાજના રાજત્વ કાળમાં ગુજરાતમાં આવ્યા અને નવસારીમાં મુકામ કર્યો અને ત્યાંજ તેમનું સમાધિસ્થાન છે. પાંચ વરસ વિત્યા પછી ખલીફાને માલુમ પડયું કે હઝરત ઈસ્માઇલ સલમિયામાં છે. આ કારણથી દમિશ્કના સુબાને તેમને પકડી લાવવા માટે તેમણે એક આજ્ઞાપત્ર લખ્યો. પરંતુ દમિશ્કનો સુબો તેમના કુટુંબનો અનુયાયી હતો એટલુંજ નહિ પણ તેણે હઝરત ઇસ્માઇલની બયઅત પણ કરી હતી, આ કારણથી તેણે સઘળા સમાચાર તેમને કહી દીધા અને ખલીફાને લખી મોકલ્યું કે તેઓ અંહિ નથી. દસ વરસ ઇમામત કર્યા પછી પોતાના

મુસ અહમદને ઈમામ બનાવી પોતે સલમિયા મુકામે સ્વર્ગ સિધાવ્યા. મહમદ બાદ વફી પછી મુસ્તન સિર બીલ્લાહ સુધી કાંઈપણ વાંધા વિના ઇમામત ચાલુ રહી. હઝરત મુસ્તનસરબલ્લાને બે પુત્ર હતા. મુસ્તઅલી અને શાહ નિઝાર. બન્ને જુદી સ્ત્રીઓના પેટે જન્મયા હતા. આમાં શાહ નિઝાર મોટા અને મુસ્તઅલી નાના હતા. જો કે શાહ નિઝાર ઇમામ તરીકે મુકરર થઇ ચુક્યા હતા, પરંતુ મુસ્તઅલીના મામા જયુસ કે જે લશ્કરના સેનાપતિ હતા, તેમણે બળજોરીથી અમિલનું પદ ધારણ કર્યું અને સ્વેચ્છાથી પોતાના ભાણેજને સિંહાસન ઉપર બેસાડયો. સહનશીલ શાહ નિઝારે આ વાતની કાંઇપણ દરકાર નહિ કરતાં માત્ર ઈમામત ઉપરજ સંતોષ માન્યો આ તરફ અમીર જયુશે ઇમામતને માટે તેમને જંપીને બેસવા દીધા નહિ અને અહરનિશ ધર્મશીલ લોકોની ઘાત થવા લાગી. તોપણ તે ઇમામત વિષેનો પોતાનો ઇરાદો પુરો કરી શકયો નહિ. હી. સ. ૪૮૭ માં ઇસ્માઇલી ઇમામ હઝરત મુસતનસર પંચત્વ પામ્યા અને તેજ સમયે કરશચિન સયલાબે શામ અને ફલસતિનથી મિશરી અને સલજુકી સામ્રાજ્ય છિન્ન ભિન્ન કરી નાખ્યું. શાહ નિઝાર પછી શાહ હાદી ઈમામ બન્યા અને મુસ્તઅલી પછી અમિર સિંહાસન ઉપર બેઠા. અમિર નાની વયના હોવાથી તેમના રાજ્યનો કારભાર તેમનો પ્રધાન ફયઝુલ ચલાવતો હતો અને તેની કાર્યદક્ષતાથી રાજ્ય પાછું આબાદ થયું. ફયઝુલ પછી તેનો પુત્ર શરીફઆલમ પ્રધાન પદ ઉપર આવ્યો. આ વખતે અમિર યુવાવસ્થા પ્રાપ્ત કરી ચુકયા હતા. ઇતિહાસવેત્તાઓ કહે છે કે ઉભય વચ્ચેનો સબંધ સારો ન હતો. અમિરના ગુણ સારા ન હતા. તેમણે પ્રધાનને મારી નાખવાનો પ્રપંચ રચ્યો. આ સમાચાર નઝારીઓના જાણવામાં આવતાંજ તેમણે અમિરનો ઘાત કર્યો. આ સમયે તેમની સ્ત્રી ગર્ભવંતી હતી, તે સીવાય અમિરને અન્ય કાંઇપણ સંતતિ ન હોવાથી, રાજ્ય તેમના પિત્રાઇભાઇ હાફેઝને મળ્યું. અમિરની સ્ત્રીને દીકરો થવાની આશા હતી પણ થોડા સમય પછી કેટલાક લોકોના કહેવા પ્રમાણે તેણે એક પુત્રીનો જન્મ આપ્યો. આ તકનો લાભ લઇને હાફેઝ લદિન અલ્લાહે પોતાનો હક પુરવાર કરીને રાજ્યનો કબજો લીધો. મુસ્તઅલીના અનુયાયીઓ કહે છે કે આમિરની સ્ત્રીએ પુત્રી નહિ પણ પુત્રને જન્મ આપ્યો હતો પણ રાજ્ય લોભી હાફેઝે રાજ્યની લાલચે બાળકને કોઇ ગુપ્ત સ્થળે સંતાડીને લોકોને એવું જાહેર કર્યું કે અમિરની સ્ત્રીએ પુત્રીને જન્મ આપ્યો છે. ઉપરોક્ત સાહેબ

જાદાનું નામ "તઈયબ" રાખવામાં આવ્યું. થોડા સમય પછી સાહેબજાદા ગુમ થઇ ગયા અને આજ સુધી પણ તે ગુપ્તજ છે, ક્યામત વખતે તેમના દર્શન થશે. આ તરફ જ્યારે આવો પ્રકાર થઈ રહયો છે, ત્યારે બીજી બાજુએ નઝાર ઇમામપદ ઉપર આવ્યા પણ તેમને મુસ્તઅલીયોની ઘણી ધાસ્તી હતી તેથી તેઓ પોતાના વફાદાર દાઇ હસન બીન સબ્બાહ સાથે પોતાના એક અનુયાયી રાજાના રાજ્યમાં ચાલ્યા ગયા. મુસ્તઅલીના અનુયાયીઓએ તે રાજા ઉપર ચઢાઇ કરી અને તેનો ઘાત કરીને હઝરત નઝારને કેદીઓના વેશે મિસરમાં લઇ આવ્યા. અહિં તેમણે પોતાના પુત્ર હાદીને ઈમામત સોંપી પોતે સ્વર્ગવાસ કર્યો. મુસ્તઅલીના અનુયાયીઓના અત્યાચારથી કંટાળીને હસન બીન સબ્બાહ હાદીને લઈને આલમઉત ફુકામે અવ્યા અને તેને આબાદ કર્યો. છેવટ સુધી અલમઉતમાં નઝારીઓ રહયા અને નઝારીઓમાં આજ સુધી ઇમામત જારી છે હઝરત ઇમામ **હસન અલી** અલયહિસ્સલામ ઇરાન કંદહાર સિંધ, વિગેરે સ્થળોએ ફરતાં ફરતાં મુંબાઈ આવ્યા. આ મહાત્મા હાલના ઈમામે મોજુદ હઝરત **સર સુલતાન મહમદશાહ**ના વડિલ હતા. ના૦ આગાખાન નઝારીઓના ઝાહેર ઇમામ તરીકે માનવામાં આવે છે, મુસ્તઅલી ટોળાઓ નઝારીયોથી જુદા થઇને શીયાઓની પેઠે ઇમામતનો સિલસિલો બંધ કર્યો અને માત્ર દાઇ (દાવત કરનાર, ઉપદેશક) ઉપર પોતાની કોમ અને તરીકાનો આધાર રાખ્યો, જેવી રીતે હાલમા વોહરા કોમના વડા મુલ્લાંજી સાહેબને માનવામાં આવે છે. મુસ્તઅલી ટોળાના માણસો માને છે કે ગુપ્ત ઇમામ ગુપ્ત રીતે પોતાના દાઇને મળે છે. નઝારીઓ કરતાં તેમણે દાઇને વધારે સત્તા આપેલી છે. આ વાત જાણવામાં આવી નથી કે શીયા ઈશનાઅશરી ફીરકાના લોકોની પેઠે આ લોકોમાં તબરરાનો રિવાજ ક્યાંથી શરૂ થયો ? આ સઘળા ઉલ્લેખનો સારાંશ એજ નિકળે છે કે નઝારીયો પણ શીયાને અલી છે. પણ તેમને શીયા લોકોથી વચન અથવા કર્મમા કાંઇપણ સબંધ નથી. એવા શીયા નઝારીતો શું પણ દુનિઆમાં જેટલા સઇયદ અને જેટલા સુફી છે તેઓ બધા ઓછા વત્તા શીયા છે.

## શ્રધ્ધાઓમાં મળતાપણું—એતેકાદાઅતમેં મસાલત.

"ઇન્નલલાહા અલા કુલ્લે શયઈન કદીર" અલ્લાહ દરેક વસ્તુ ઉપર કાદિર છે. "ઇન્નલલાહા સમીઉન બશીર" અલ્લાહ સાંભળે છે અને

જુએ છે. "લ્હોયલલલાહુલ લઝી લાએલા ઈલ્લાહુ આલે મુલ ગયબે વશ શહાદતે." કુરાન શરીફમાં જેટલા દાવા છે, તે બધાને નઝારીઓ માને છે.

## ઝાતે ઈલાહીએ અકીદેહ—ખુદા ઉપર શ્રદ્ધા.

તે ઝાત નતો કાબુમાં આવી શકે છે, કે નહીતો ઓછી વધતી થઈ શકે છે. તેમજ તેના ઉપર ખારજી કે ઝેહેની હુકમ પણ લાગુ પડી શકતો નથી. નતો તે કાંઇ વસ્તુ છે, કે નતો વસ્તુના કકડા. તેમજ તે નાની નાની વસ્તુઓનો સંગ્રહ પણ નથી. તેનો દરજ્જો અન્ય વસ્તુઓ કરતાં ઘણોજ મોટો છે. તે વાજેબુલ વજુદ છે. નતો તેને જોહર છે કે નતો અર્ઝ (કદ) જોહર ખારેજ (રદ) થાય છે. અર્ઝ (કદ) કોઈ વસ્તુને હોય છે. નતો તે ખારેજમાં છે કે નતો અર્ઝમાં.

## નઝારીયોની માન્નિનતા

ખુદા તાલાએ કુરાને શરીરમાં પોતાની શાનમાં સમીઅ, બસીર, કાદિર, કઇયુમ આદિ જે કાંઇ લખ્યું છે તે સઘળું સત્ય છે. પણ તે કેવો સમીઅ, બસીર, કાદિર અને કઇયુમ છે તે તે પોતેજ જાણે છે. અમે તેને સમીઅ, બસીર, કાદિર કઇયુમ ગની, હકીમ અને અલીમ સમજીએ છીએ પણ અમારૂં જ્ઞાન અલ્પ હોવાથી તદનુસાર અમે તેની સિફતો પુરેપુરી વર્ણવી શકતાં નથી. તેમજ તેની સિફાતોમાં અમને ઇનકાર પણ નથી. દૃષ્ટાંત રૂપે જો આપણે કહીએ કે કાસમ અસ્તિત્વમાન છે, તો જે વસ્તુ અસ્તિત્વમાન હોવાનો આપણને ભાસ થયો, તે મુર્તિમંન થયા વિના રહેશે નહિ, પણ ખુદા તાલાની મોજુદગી અને તેની દેહવિહિનતા કોઇક ઓરજ છે. ખુદાતાલા જે રીતે કહે છે કે હુ મોજુદ છું તે ઠીક છે અને અમે જે રીતે તે મોજુદ હોવાનું કહીએ છીએ તે ખોટું છે. જો અમે કહીએ કે સુર્ય મોજુદ છે, તો તેના કિરણ તેનો પ્રકાશ આદિનો ભાસ થયા વિના રહેશે નહિ. પણ ખુદાતાલાની મોજુદગી આના કરતાં ચઢતા પ્રકારની છે. જો આપણે કહીએ કે આત્મા મોજુદ છે તો તેના અસબાબ પણ મોજુદ ગણાય. અમારા નાકિસ ઇલમ પ્રમાણે તો અમે કહી શકતા નથી કે ખુદા છે કે નહિ ? પણ તેની આજ્ઞાઓને માનીએ છીએ.

આ કાંઇ અસ્વિકાર નથી પણ ઉચ્ચ પ્રકારનો સ્વિકાર છે. જો કોઈ મુર્ખ એમ કહે કે નઝારીઓ ખુદાતાલાની મોજુદગી તેની કુદરત તેનું સમીઅ, અને બસીર હોવું માનતા નથી, આ ખરેખર તેની બુધ્ધિનુંજ પરિણામ છે નહિતો નઝારીયોએ મર્યાદાને સાચવી રાખી ખુદાતાલાની શાન, અને તેની મોજુદગી પોતાની માનિનતા પ્રમાણે વર્ણવી છે કે જેને પ્રેમમય દ્રષ્ટિથી નિહાળવાની, અને કદર કરવાની અગત્ય છે. અલબત ચશ્મ પોસી બદબાતેની ગયરત અને ધર્માંધપણું એ દરેક કાંઈ જુદીજ વસ્તુ છે અને તેનો ઉપાય નઝારીઓ તો શું પરંતુ દુનિઆમાં પણ નથી.

## ખુદાતાલાના નામો ઉપર એક નજર.

અનેક નામવાળાઓનું પણ મુખ્યત્વે કરીને એકજ નામ હોય છે જુદી જુદી ભાષા બોલનારાઓ પોતાના મ્હાવરા પ્રમાણે એક બીજાને મળતા અથવા કોઈ સ્વતંત્ર નામ રાખી લે છે જેમકે અરબ લોકો જગત કર્તાને અલ્લાહ, ઈરાનીઓ ખુદા, હિંદુઓ નિરંકાર, અને અંગ્રેજો ગોડ નામથી ઓળખે છે અને તેવી રીતે યાદ પણ કરે છે. દરેક ભાષામાં ખુદાને માટે ઘણા નામ છે અને સ્વયં કુરાન શરીફમાં પણ તેના ૯૯ નામ મોજુદ છે. જેટલા નામોથી: ખુદાતાલાને યાદ કરવામાં આવે છે તે ખરી રીતે જોતાં તેની સિફાતો (ગુણ)છે. કેટલાક એવા પણ ગુણ છે કે આલેમુલ ગયબે ફેલાયઝ હેરાઅન ગયબેહી અહદન, ઈલ્લા મિન અરતઝા મિંવ વરસુલિન" તે ગુપ્ત વાતનો જાણકાર છે અને તે પોતાનું ગેબી જ્ઞાન પોતાના પેગમ્બરો સિવાય અન્ય કોઇને દેખાડતો નથી.

આ પ્રમાણે આપેલા નામોમાંથી માત્ર અમુક નામો સિવાય સઘળાં નામો એવાં છે કે જે ગુણના રૂપમાં મનુષ્ય જાતિમાં પણ જોવામાં આવે છે, "યા ઝાહેરો" પણ ખુદાતાલાનું એક નામ છે અને તે તેના જાહેર પણાના ગુણ બતાવે છે, જો સમસ્ત નામોને ટટોલવામાં આવે તો ક્તિાબ ઇન્સાની સિફાત ઉચ્ચ કોટિની જણાઇ આવશે. "ખલકલ્લાહો આદમ અલા સુરતેહી" દેખાડે છે કે ઇન્સાન ખુદા તાલાનો મઝહર છે.

વાત એમ છે કે જ્યારે ખુદા તાલાએ બેએતેબાર પોતાની સિફાતો (ગુણો) હકીકતમાં જોવાની ઇચ્છા કરી, ત્યારે હકીકતમાં હકીકતની શોધ કરવાનું જરૂરનું હતું; જેથી એક દર્પણ તઇયાર કરવામાં આવ્યું. અને તેને

નુર (પ્રકાશ)થી ભરી દેવામાં આવ્યું "વાન ફેખતો ફીહે મિંહરૂહી" તે તેનો મજલો બન્યો પછી તેને સિજદો કરવાની ફરિસ્તાઓને આજ્ઞા આપવામાં આવી અને જોનારે તે દર્પણમાં પોતાની કુદરત પોતાની સુરત, પોતાનો કમાલ, અને પોતાની હકીકત જોઇ લીધી અને તેનું નામ "આદમ" રાખવામાં આવ્યું. તેના ગુણો આજે પણ કહી રહયા છે કે તે પોતાની મનઝિલમાં સ્વયં દુનિઆના બાણુરૂપ છે અને તેજ દિપકથી સઘળી શકિલો રોશન છે. ઇનસાની હકીકત એ રીતે નિડર છે. તે આ ક્ષણભંગુર નાશ પામનાર, આવનાર જનાર અને બગડનારી સુધારનારી દુનિઆમાં જેટલો તે પાસે છે, તેટલોજ તેને ઇયલા કે ઇલાહીમાં પણ મરતબો મળેલો છે. તે પોતાની આંખોના ઇશારામાં સમસ્ત દુનિઆનો નાશ કરી નાખે છે. પણ તેને "નાશ"ની સાથે કાંઇપણ સબંધ નથી. પ્રત્યેક અંધકારમય હસ્તી તેની પાસેથી અજવાળું માગે છે અને તે દરેકને પ્રકાશ આપે છે. અંધકારમાં રહે છે પણ અંધકાર તેની પાસે જઈ શકતો નથી. અલ્પમતિ તેને ઓળખી પણ શકતી નથી. જે દિવસથી તે પોતાની હકીકતને ઓળખવા લાગે છે તે દિવસથી તે પોતે હકીકતુંલહ-કાયકનો મઝહર બની જાય છે.

## મિન અરફ નફસહુ ફકદ અર્ફ રબ્બેહુ.

દુનિઆમાં તેની આવી મિસાલ એક છે તે એવા પ્રકારનો નગીનો છે કે જે વડે બાદશાહો પોતાના ખજાનાને ઓળખે છે. એટલા માટેજ તેને "ખલીફા" અથવા "ઇમામ" કહેવામાં આવે છે. જ્યાંસુધી દુનિઆના ખજાનાઓ ઉપર તે ખલીફા તરીકે રહેશે ત્યાંસુધી દુનિઆને લેશમાત્ર પણ નુકશાન થશે નહિ, જે દિવસે આ ખલીફા દુનિઆથી બિલકુલ દુર થઇ જશે, તે દિવસે તમામ દુનિઆ હકીકતના હાલમાં ગુમ થઇ જશે, દુનિઆની હસ્તી તેની મોજુદગીની દલીલ છે અને દુનિઆનો ઝુહુર તેના જાહેર પણાની હુજ્જત છે.

## ઇશનાઅશરી શિયાઓ.

આ ફીરકો જનાબ મઉલાઅલી અલય હિસ્સલામની ખિલાફત અને ઇમામતને તો માને છે અને તેની સાથેજ કહે છે કે રસુલે મકબુલ સલઅમ એવા ગાફિલ ન હતા કે પોતાની હયાતીમાંજ પોતાનો વારસ નક્કી

ન કરે અને તે કામ પોતાની ઉમ્મતના મોટા ભાગના અભિપ્રાય ઉપર બાકી રાખે. આ કારણથી હઝરતઅલી રસુલે ખુદાના ખલીફા અને સાચા ઇમામ છે; કેમકે નુબુવત અને ખુદાના બંદાઓને હિદાયત (ઉપદેશ) આપવાનુ કામ બંધ થઈ શકેજ નહિ. જે લોકોએ રસુલે મકબુલ સલ્અમ પછી હઝરત અલીની ખિલાફત અને ઇમામતનો અસ્વિકાર કર્યો તેઓએ મોટી ભુલ કરી છે. આ ભુલ કરનારાઓના સબંધમાં જે સખ્ત શબ્દો પ્રયોગ કરવામાં આવે છે તેને "તબર્રરે" કહે છે, અને તેને એક મહા પુણ્યનું કામ ગણવામાં આવે છે. તેઓ ઇમામને માસુમ અને ઇમામતને જરૂરી સમજે છે. તેમની માન્યતા એવી છે કે અગ્યાર ઇમામોએ પોતાનું કાર્ય પુર્ણ કરીને સ્વર્ગવાસ કર્યો અને બારમા ઇમામ જન્મયા તો ખરા પણ તે પડદામાં છે. કયામત વખતે તેઓ પુનઃ દેખાવ દેશે અને તેમની ઇમામતના સમયમાંજ દુનિઆ લય પામશે.

## સુન્ની ફિરકો.

આ ફિરકાના અનુયાયીઓ ખુદાતાલાને ગની અને બેન્યાઝ માને છે અને તેને ઘણા નામોથી યાદ કરે છે. એટલુંજ નહી પણ તેના અસંખ્ય ગુણો વર્ણવે છે. ઇલ્મ ગીલાલના સબંધમાં તેઓ કહે છે કે ખુલ્લા શબ્દોમાં અમને જે કાંઇ શીખવવામાં આવ્યું છે તેટલુંજ બસ છે નુબુવતને ખુદાતાલાની ભેટ દાખલ માને છે અને ઇમામતને ઇબાદતના વીષયમાં કબુલ કરે છે તેઓ ઇમામને માસુમ માનતા નથી અને નીચે બતાવેલા અનુક્રમ પ્રમાણે ઇમામોને માને છે. ૧ હઝરત અબાબકર સીદીકરદી. ૨ હઝરત ઉમર ફારૂક રદી. ૩ હઝરત ઉસ્માન બીન અફ્ફાન રદી અને ૪ હઝરત અલી રદી. ઇમામે સાલેહીનને પણ ઇમામ તરીકે માને છે અને બની ફાતેમા સિવાય ઉમમતના બીજા ઇમામોને પણ માનેછે, ચાર ઇમામોને તો તેઓ એવી રીતે માને છે કે, તેમનો ઇન્કાર કરવો એ ગુમરાહ થવા સમાન છે. અને તે ઇમામોએ કુરાન હદીસ અને અભિપ્રાયને અનુસરીને જે કાનુનો ઘડયા છે તેને તેઓ ફિકાહના નામથી ઓળખે છે. કયામત નજીક એક ઇમામ આવશે એમ તેઓ માને છે, અને તેની વાટ જોઈ રહયા છે અને તે ઇમામના આવ્યા પછી કયામત બરપા થશે એમ તેઓ માને છે.

## ગેર મુકલ્લદ સુન્નીઓ—તરીકા વિરૂધ્ધ ચાલનાર.

ચારે અસમામાંથી કોઈને પણ માનતા નથી. તેમજ કોઈ ઇજતેહાદ અથવા અભિપ્રાયને પણ માનતા નથી. તેઓ કહે છે કે કુરાન અને હદીશ માંથી જે કાંઇ અમારા સમજવામાં આવે છે, તેનેજ અમે માનીએ છીએ. તેઓ સહી, મુરસ્સલ નાકિસ અને મુતતફરકિ હદીસો જેમાં ફેરફાર કરીને પોતાને માટે મસઅલા (ધાર્મિક હુકમ) બનાવી લે છે. મહાત્માઓના સંબંધમાં બુરૂં ભલું કાંઇ પણ કહેતા નથી. અલબત જો કોઈ મોટામાં મોટો મહાત્મા પણ શરેઅના એક નાનામાં નાના હુકમનો પણ અનાદર કરેતો તેને પણ બીજા લોકોની પેઠે અપરાધી અને ગુન્હેગાર ગણે છે. તેઓ બીજા ફિરકાઓમાં ચાલતા કેટલાક રીવાજોને બિદઅત (ધર્મવિરૂધ્ધ) માને છે. એક ગમે તેવા નજીવા અપરાધ બદલ પણ મુશરિક અને કાફરનો ફતવો આપવાને તઇયાર થઈ જાય છે. ઈબાદત (ભકિત)ના પરિણામે નજાત (મોક્ષ) મળે છે એવી તેમની માન્યતા છે. અને માત્ર તકલીદ સિવાય સુન્નીઓના તમામ ઉસુલોને માને છે. સુન્ની લોકો તેમને વહાબીઓ, એટલે અબ્દુલ વહાબ નજદીના અનુયાયી તરીકે માને છે. અને તેઓ પોતાને એહલે હદીસ માને છે.

## નેચરી ફીરકો.

આ ફિરકાના અનુયાયીઓ કુરાન અને હદીસનો પોતાની બુધ્ધિ પ્રમાણે ઉપયોગ કરીને ઇસ્લામી ધર્મને લગતા કાનુનો બનાવી લે છે. અને જો તેમાંના એકાદમાં અમુક સમય વ્યતિત થતાં કાંઇ ભુલ થએલી જોવામાં આવે તો તેમા સુધારો કરી લે છે. તેમનાં ઉસુલ (ધાર્મિક કાયદા) બુધ્ધિ પ્રમાણે રચાયલા હોવાથી તેમાં યથામતિ સુધારો વધારો થઈ શકે છે. મઅરેફત અને તેના શિક્ષણને તેઓ રમત સમાન માને છે. અલબત તેઓ ખુદાની એકતા, અને નુબુવતના જાહેરી કાનુનોને અંતઃકરણ પુર્વક માને છે.

## કાદયાની ફિરકો.

આ ફિરકાના અનુયાયી સ્વર્ગવાસી મીરઝા ગુલામ અહેમદ કાદીયાની ને છેલ્લી શતાબ્દિના મેહદી તરીકે માને છે. સુન્ની લોકો જે ઇમામ મેંહદીના આગમનની વાટ જોઇ રહયા છે. તે ઇમામ મેંહદી તરીકે તેઓ મીરઝા

ગુલામ એહમદ કાદીઆનીને માને છે. મીરઝા સાહેબના કેટલાક ઉસુલો એહલે હદીસ અને નેચરીયોને મળતા છે.

## સુફી લોકો.

આ ટોળું દુનિઆના પ્રત્યેક ધર્મમાં ઓછું વધતું અવશ્ય જોવામાં આવે છે. નાના નાના ધાર્મિક મત ભેદોને બાજુએ મુકતાં કોઇપણ બુધ્ધિવાન એવો નહિ હોય કે જે આ ટોળાના અસ્તિત્વને જરૂરી અને મજબુત માનતો ન હોય. સુન્ની લોકોતો તેને ખાસ કરીને માને છે. અને તેઓ બીજા ફિરકાઓના મુકાબલામાં આ ફીરકાના ઉસુલોને કોઈ નહિ અને કોઇ રીતે પણ માને છેજ. ખુદાની મઅરેફત હાસિલ (પ્રાપ્ત) કરવા માટે કાંઇપણ લાલચ વિના જાનમાલનો ભોગ આપવો એ તેમની માન્યતા છે. તેમના વિષે પ્રખ્યાત શાએર હાફેઝ આ પ્રમાણે કહે છે.

**પિદરમ રોઝએ રઝવાન બદો ગનદુમ બફરોખ્ત,**
**નાખલફ બાશમ અગર મન ન જએ બફરોશમ.**

સુફી લોકો **"ખલ કુલ્લોહુ આદમ અલા સુરતેહી"**ના સુત્રાનુસાર ખુદાતાલાની સમસ્ત સિફતો (ગુણો)ને માણસમાં જુએ છે. અને આ-સમાન જમીનના અજસામ (અવયવ) કાયમ કરે છે. અને આત્માને શરીરના કેદી તરીકે ગણે છે. દુનિઆને સુરત કહે છે. અને આત્માને બદ સુરત કહે છે. અને **"વમામિના ઈલ્લાલહુ મુકામે માલુમ"** સુધી પહોંચવાની ધારણા રાખે છે. રૂહાનીયતને માટે મહેલ બનાવે છે. કે જેનો છેલ્લો મુકામ **લાહુત** અને **મલકુત** છે. સુફી લોકો ઇન્સાની નફસ રહેમાની નફસ સમાન છે અને રહેમાની નફસ તજહલાએ હક છે. વળી એવા બુઝુર્ગને કહે છે કે જે ખુદાએ આપેલી ઇલ્મ રૂપી બક્ષીસ દરેક વ્યકતિને તેના હક પ્રમાણે આપે. **ઉબુદીઅત** અને **રૂબુબીઅત** એ બે સિફતો છે. અને તેઓ ખુશકી તરીની પેઠે ઝાતે ઇલાહીથી મળેલી છે.

જ્યારે રસુલે મકબુલ સલ્અમ ઉપર રૂબુબીઅતનો આલમ છાઇ જતો હતો ત્યારે ઉબુદિઅત રૂબુબીઅતમાં ઓછી થઇ જતી. કુરાન શરીફ તે સમયના ઇરશાદનો સંગ્રહ છે. અને ઉબુદીઅત ઇરશાદને હદીસ કહે-વામાં આવે છે.

ગરચે કુરાન અઝ લબે પયગમ્બર અસ્ત,
હરકે ગોયદ હક ન ગુફ્ત આં કાફેરાસ્ત.

સુફી ફીરકાના મહાત્માઓ મરાતિબે ઇલાહિનો ઝુહુર કમાલીઅત ઉપર માને છે. અને તે પુરેપુરો બનેલો હોવાથી મરાતિબે ઝુહુરમાં તનઝ્ઝુલ જરૂરી છે.

ચિઝે ઝ તુ નિસ્ત હરચેહ દર આલમ હસ્ત,
અઝ ખુદ બ તલબ હર આંચે ખ્વાહી કે તુઇ.

## "કુલ્લે શયઇન લતીફતુન મઅવદ્દતે ફીહાઝા મજમુઅતે."

ઉપરના શ્લોકની મતલબ આંખોવાળા માણુસો પ્રત્યે છે. સમસ્ત ગુણો જાહેર કરવા માટે વહેદત (એકતા) સયાદત અને એહબબાત જરૂરી છે. આ વહેદત તે પ્રકાશના દ્રષ્ટાંત રૂપ થશે કે જે બાકી રહેલી દુનીઆ સુધી સિલસિલાવાર, અને મર્યાદા વિના, અને કાયમને માટે જાહેર થાય. જો ઉપરોક્ત કથનને મુસ્તબ કરવામાં આવે તો નઝારીયો અને સુફીઓ વચ્ચેનો ઝઘડો સત્વર મટી જાય. ઈસ્માઇલીઓ ઇમામતને કાયમની માને છે. અને સુફીઓ નુરી પ્રકાશરૂપી હકીકતને કાયમની માને છે. માત્ર શબ્દોજ જુદા જુદા છે. નહિં તો સુફીઓ અને નઝારીઓની માન્યતા લગભગ એક સરખી છે. સુન્ની જમાઅતનો પ્રખ્યાત "ફીરકો" સુફી હકને જાણુનાર છે. માત્ર ત્રણે ફિરકાઓ એટલે કે સુન્ની, સુફી, અને નઝારીઓ માત્ર ધોકા, અને અજાણુપણાના કારણુથીજ જુદા જુદા રહેલા છે. નહિ તો તેમની એકતાનો માર્ગ એકજ હોવો જોઇએ. સુફી લોકો વિલાયત (વલીની પદવી)નો કોષિક અર્થ નજીક એવો કરે છે. અને માને છે કે નુબુવત એ એક જાહેર વસ્તુ છે. કેમકે નુબુવત એ એક જાહેર ઓધ્ધો છે. અને વિલાયત એ એક ગુપ્ત વસ્તુ છે. એટલાજ કારણુથી કે તે બીજી હકીકત છે. નુબુવત કરતાં વિલાયતને ઉતરતા પ્રકારની માને છે. કેમકે હકીકતને બીજાજ ઉપર સબકકત છે. હઝરત અબાબકર સિદ્દીક રદી હઝરત ઉમર ફારૂક રદી. અને હઝરત ઉસમાન રદીની ખિલાફતને માને છે. પણ વિલાયત (વલીની પદવી) અને તસવ્વુફ (ફિલોસોફી)નો આધાર હઝરત અલી ઉપર રાખે છે. અને વિલાયતનો મઝહર હઝરત અલી સિવાય બીજો કોઇ પણ નથી. અને ઓલીઆઓમાં સઉથી શ્રેષ્ઠ તેઓ

ઝમાનાંના મેંહદીને ગણે છે. નઝારીઓ મેંહદીને બદલે ઈમામને માને છે. સુન્ની લોકો વલી લોકોમાં ઇલ્હામ (પ્રેરણા)ને માને છે એટલે માલીક તરફથી તેમને અમુક કામ અથવા અથવા અમુક વસ્તુની પ્રેરણા થાય છે એવી તેમની માન્યતા છે. પણ નઝારીઓ ઇમામનો ખુદાની સાથે કાયમનો સંબંધ માને છે. સુફી લોકો ઝમાનાના વલી અથવા મેહદીને ખુદાઇ નુરનો દર્પણ સમજે છે. અને નઝારીઓ પોતાના ઝાહેર ઈમામમાં તેવાજ ગુણો હોવાનું માને છે.

પરતવ હુસ્નત ન ગુન્જદ દર ઝમીનો આસમાં
બાહીરમ સિને હિરાનમ કે ચું જા કરદેઈ.

સુફી લોકોની માન્યતા એવી છે કે ખુદાતાલા નુરે મુતલક છે. તેને શકલ અથવા મિસાલ કાંઇપણ નથી. તેના નુરનું વર્ણન કરવાની જીભમાં શક્તિ નથી. તેમની માન્યતા પ્રમાણે હકીકતનું બ્યાન કરવું તે કુફર (કાફરનું કામ) કરવા સમાન છે. નઝારીઓનું વર્ણન તો હું આપી ચુકયો છું. તેઓ ખુદાની કુદરત, તેની તારીફ (વખાણ) અને તેના ગુણો સુધી પણ પોતાનો કરાર દાદ પસંદ કરતા નથી.

"કુનતો કન્ઝમખ્ફીયન ફા હુબ્બત ઇન આરેફ ફે ખલકહી લખલક."

ઉપરના શ્લોક ઉપર તેમની શ્રધ્ધા અવલંબી રહેલી છે. સુફી લોકો-ની માન્યતા પ્રમાણે મનુષ્ય કેટલે દરજજે પહોંચતાં સંપુર્ણ એટલે સંપુર્ણ વલી થઇ શકે તે કાંઈ નકકી નથી. કેમકે ખુદાના ગુણો હદ વિનાના છે. રસુલે મકબુલ સ. અ. વ. એ ફરમાવ્યું છે કે "વલિમએ અલ્લાહ વકન લાયસઅન્ની ફીહે મલકુન મુકરર બુન વલા નબી મુરસિલુન." "મને ખુદાની પાસે જવાનો એક એવો સમય પ્રાપ્ત થયો છે કે જે વખતે કોઇ પણ નબી અથવા કોઇપણ ફરિશ્તો તેની પાસે જઇ શકતો નથી." જાહેર અર્થ કરનારા તેનો એવો અર્થ કરે છે કે હઝરતને ખુદાની પાસે જવાનો એવો પણ સમય પ્રાપ્ત થતો હતો. સુફી લોકો તેનો શાબ્દીક અર્થ કરતાં કહે છે કે તે કાંઇ જુદીજ વાત છે. કેવી તંગ ઝર્ફી (ટુંકા ખ્યાલો) ખરી રીતે જોતાં તો એમ કહેવું જોઇએ કે ખુદાતાલાની

પાસે જવાનો રસુલુલ્લાહને એવો સમય પ્રાપ્ત થયો હતો કે જે વખતે તેની પાસે જવાની કોઇ પણ નબી અથવા ફરિસ્તાને આજ્ઞા ન હતી. સુફી લોકોના દરજ્જાની કાંઇ હદ હોતી નથી. તેમ છતાં તેઓ " **વયારમીયત ઇઝ રમીયત વલા કિન્નલ્લાહ રમા"** એ શ્લોકને તેના છેડા રૂપ બનાવે છે. બીજા શબ્દોમાં કહેતાં પોતેજ **"હક"** થઇ જવું તેને તેઓ તેની હદ તરીકે માને છે. અને તે સ્થળનું નામ **"લા ખવફુન અલય હિમ વલા હુમ યેહઝનુન"** છે.

**બશકનિમ હર બુતીકે દર રાહમ બુદ,**
**બાકીસ્ત બુત ખુદા પરસ્તી દને મન.**

ટુંકમાં કહેવાનો ભાવાર્થ એજ છે કે સુફી લોકો અને નઝારીઓ એકજ માર્ગ ઉપર ચાલી રહયા છે. અને ઉભય વચ્ચે એક વાળ જેટલો જેટલો પણ તફાવત નથી. સુફી લોકો ઝાતે હકીકત એકતામાં જુએ છે. અને ઇન્સાની હાલતમાંથી રહેમાની હાલતને પ્રાપ્ત કરે છે. અને આ ખાસ પદવીનું નામ તેમણે મુરશદ એટલે ગુરૂ રાખ્યું છે. નઝારીઓ પોતાના ગુરૂને ઇમામ તરીકે માને છે. એક સુફી બુઝુર્ગે રચેલી કવિતાની કેટલીક ટુંકો અત્રે ટાંકીને હું તેના ઉપર કાંઇ વધુ પ્રકાશ પાડવાની ઇચ્છા રાખું છું.

## (શરેહ સાથે તરજુમો.)

**બનામ આં કે જાં રા ફીકરત આમોખ્ત,**
**ચિરાગે દિલ ઝ નુરે જાન બર અફરોખ્ત.**

**અર્થ "તેના નામથી આરંભ કરૂં છું કે જેણે આ જીવને ચિંતાની શિખામણ આપી. અને જીવને અંતઃકરણ જેવો એક જ્વલંત દીપક અર્પણ કર્યો." ચિંતા બે પ્રકારની છે. એક જાહેરી અને બીજી ગુપ્ત દરેક રીતે "ફિક" જાહેરથી બાતિન, અને આકારથી અર્થની તરફ ખેંચનાર શકિતનું નામ છે.**

## આત્માના ફૂતબા, અને તેના નામ.

૧ અકલ. ૨ રૂહ અથવા જાન, ૩ સર, ૪ ખફી, ૫ નફ્સનાતિક ૬ કલ્બ.

અકકલનું નામ અકકલ એ કારણથી પડયું કે તે પોતાની જાત અને તમામ મોજુદ (હસ્તી ધરાવતી) વસ્તુઓને ઓળખે છે. **જાન, રૂહ** અથવા આત્મા આ કારણથી નામ પડયું છે કે તે પોતે સજીવ હોઇ બીજાઓને સજીવ કરે છે. **સર** એ નામ આપવાનું કારણ એ છે કે અંતઃકરણ વિના તેને અન્ય કોઇપણ ઓળખી શકતું નથી **ખફી** એટલે કે તેને જાણનારા માણસ પણ તેના વર્ણનથી જોઇએ તેટલા પ્રમાણમાં માહિતગાર હોતો નથી. **નફ્સ નાતિક** આ કારણથી નામ પડયું છે કે તેમાં બરાબરપણું, અંશ, અને સંપુર્ણપણું આદિ સઘળું જોવામાં આવે છે. **કલ્બ** આ કારણથી નામ પડયું છે કે તેમાં બન્ને વસ્તુઓ સમાન છે. એક સત્યની તરફેણમાં, અને બીજી દુનિઆની તરફેણમાં. ખુદાઈ નુર તેમાં મોજુદ છે પળે પળે તેની અસર થાય છે. ગુણોની આ અસર એક ગુણથી બીજા ગુણ તરફ ઢળી જાય છે.

ઝ ફેઝલશ હરદો આલમ ગસ્ત રોશન,
ઝ ફેયઝશ ખાક આદમ ગસ્ત ગુલશન,

**અર્થ**—ખુદાતાલાના ફઝલો કરમથી બન્ને આલમ (દુનિઆ) પ્રકાશમાન થઈ ગયા. અને તેનાજ પ્રતાપથી આદમની ખાક ગુલશન (બાગ) બની ગઇ.

લાભ બે પ્રકારના છે. એક ખાસ, અને એક આમ. તજલ્લા (નુરી પ્રકાશ)માં પણ બન્નેનો સમાવેશ થાય છે. એક તે પ્રકાશ છે કે જે વડે સમસ્ત દુનિઆ પ્રકાશીત થાય છે. સુર્ય ઈમાનદાર અને નાસ્તિક ઉભયને પોતાના પ્રકાશનો લાભ આપે છે. **"જમાતુરા ફિખલકિલ રહેમાન મિન તફાવુતિન."** (તુફેઝ) (ફાયદો) પહોંચાડનાર સઘળાને સમદ્રષ્ટિથી જુએ છે. **"વરહેમતિ વસઆહી કુલ્લે શય."** દરેક વસ્તુમે મારી કૃપાદ્રષ્ટિ ઘેરી રહી છે. એટલે દરેક ઉપર મારી કૃપાદ્રષ્ટિ છે બીજા પ્રકારનો ફેઝ (લાભ) ખાસના નામથી ઓળખાય છે. અને તે ખાસ ખાસ

લોકોનેજ મળી શકે છે. અને તેના વડે, ઇમાનદાર, નાસ્તિક, ગુરાહ ભલાઈ તૌહિદ, ગુન્હેગાર તાબેદાર, અપુર્ણું અને સંપુર્ણતાનો તોલ થાય છે.

દાખલા તરીકે "ઝ ફૈયઝશ ખાકે આદમ ગસ્ત ગુલશન" એમાં આદમની ખાકનું મુઝ્‌લ્લા હોવું તે તજલ્લાએ ખાસની નકલ કરવામાં આવી છે.

તવાનાઇકે અઝ યક તરફતુલ એન,
ઝકાફે વ નુન પદીદ આવર્દ કોનેન.

અહદીયત કહેતાં નઝારીઓની દ્રષ્ટિમાં ઝાતે ઇમામ છે. અને આલેહીયત હકીકત (સિફાત) અકલ કુલ (નુર ઇમામ) કલમ લોહેઆઝમ ઉમમુલ કિતાબ પરતો ઝાતે (રિસાલત) યા હકીકત (મહમદીયેહ) એ પ્રમાણે બધું થઈ ગયું.

ઝકાફ કુદરતશ દમ બર કલમ ઝદ,
હઝરાન નકશ બર લોહે અદમ ઝદ,

કાફ કુદરત પ્રથમ ઇસ્માઇલીઓ નજીક ઇમામ, સુફી લોકોની માન્યતા પ્રમાણે નફસે રહેમાની, પરિણામ એ આવ્યું કે જુદી જુદી જાતના નકશો તઇયાર થઇ ગયા.

અઝાન દમ ગશ્ત પયદા બર દો આલમ,
વ ઝાં દમ શુદ હુવયદા જાન આદમ,

નફસે રહેમાનીથી ગયબની શહાદત (નબી મુરસલ) નુર રહેવાની (ઝાતે ઇમામ) અથવા સુફી લોકોના કહેવા પ્રમાણે મઝહરનો અરિસો (દર્પણ) દરેક રીતે હકીકતે આદમ, અને શહાદતે કુબરા (મોટી) આ પ્રમાણે બે તજલ્લા (પ્રકાશ) કાયમ થયા.

દર આદમ શુદ પદીદ આં અકલો તમીઝ,
કેતા દાનદ અઝાં અકલે હમે ચીઝ.

આદમ આખતે સુરાત ઇલાહીનો હતો, કે જેમાં નુરની મ.રફતે અકલ તમીઝ તઅલ્લુક (સબંધ) વિ. વસ્તુઓ કાયમ કરવામાં આવી. હદીશ કુદસી.

દાઉદ અલય હિસ્સલામે ખુદાતાલાથી પુછ્યું કે તેં દુનિઆ કેવી રીતે બનાવી. જવાબ મળ્યો "કુન્ત કન્ઝન મખફીઆ ફાહુબ્બત અન અઅરફે ફખલકેહી લખલ્ક" હું છુપો હતો. જાહેર થવાનું મને યોગ્ય લાગ્યું. અને તેથી મારી ઓળખને માટે મેં દુનિઆ બનાવી. "વમા ખલકતલ જિન" વલ ઇન્સ ઇલ્લા લાયઅબુદુન" હઝરત અબ્બાસ "લાયઅબુદુ" નો અર્થ "લયઅરફુન" પ્રમાણે કરે છે. અને કહે છે કે લયઅરફુંનના વગર લાયઅબુદુનનો દાવો દલીલ વગરનો છે. જિન અને ઇન્સાન મેં ઓળખને માટે પેદા કર્યા વહેદત (એકલા પણું) મને પ્રીકસરત છે. વાહેદની મતલબ વાહેદી થાય.

ચું ખુદરા દિદ યક શખ્સ ઓઅઇયન,
તફિક કર્દ તા ખુદ હુવીસ્તમ મન,

અર્થાત જ્યારે તશબી હાત અને તગય્યાત, અને સિફાત કાયમ થઇ ચુકયા, ત્યારે લોકોને ખાત્રી થઈ. આ સુરત ઇસ્માઇલીયોમાં ઇમામની સુરત છે.

ઝ જુઝવી સુએ કુલ્લી યક સફર કર્દ,
વઝ આન્જા બાઝ બર આલમ ગુઝર કર્દ,

જુઝ અને ગુલ એ બન્ને જુદી જુદી જાતો છે, જે વડે તજલ્લા એ નામો ઉપર વિભકત થયો. નહિતો બન્નેનો સબંધ એક છે, ઇસ્માઇલીયો પણ તશબીહાતમાં ઇમામના જિસ્મને ખાસ તજલ્લા રૂપે માને છે. નઉઝો બિલ્લાહ તેઓ ઇન્સાનને ખુદા કહેતા નથી.

જહાંરા દીદ અમર એતબારી,
ચુ વાહેદ ગશતેહ વર એદાદ સારી,

ગણત્રી કરવામાં પહેલો નંબર બીજા નંબરોને વધારી આપ એકનો નંબર (આંકડો) કાઢી શકતા નથી. અર્થાત એકનો આંકડો સદા એકજ રહે છે તેજ પ્રમાણે કેદ અને અતલાક (સબંધ) ગમે તેટલા વધે પણ વહેદત એકજ સ્થિતિ ઉપર કાયમ રહે છે. અને તેની વહેદત અને યકતાઇના સબંધમાં કાંઇપણ ઉણપ આવતી નથી.

જહાં વ ખલ્ક વ અમરાઝ યક નફસ શુદ,
કે હમ આં દમ કે આમદ બાઝ પસ શુદ,

તજલ્લા અને ઝહુર બન્ને એકજ હકીકત બે માર્ગ છે. એકથી કાયનાતે મુતગયરેહ પેદા થાય છે. અને બીજાથી નુરનો ઝહુર થાય છે. એમાંનો એક નફ્સે રેહમાની છે અને બીજો ઝહુર જેને ઇસ્માઇલીયો ઇમામ કહે છે.

વલી ઇંજાયગે આમદ શુદન નીસ્ત,
શુદન સું બનગરી બુઝ આમદન નીસ્ત,

આ આવવું, અને થવુંના સબંધમાં આવવા, જવાનું કહેવું તે ભુલ ભરેલું છે. આવવું તે જવું, અને જવું તે આવવું છે. નતો તે આવે છે કે નતો તે જાય છે. પરંતુ ફયઝે રેહમાનીની નજદીક થાય છે. જો ખરેખર તે આવતો અને જતો હોત તો નક્કી આ દુનિઆ પણ દરેક વખતે મટી જાત અને પાછી બનત કેમકે આલમ (દુનિઆ) તેની બકાની સાથે સાથે છે. "ઝહુર ઝાતેહી લે ઝાતેહી"

મઉલાના રૂમી રહે. આ પ્રમાણે કહે છે:—

સુરતે અઝ બે સુરતિ આમદ બરૂં,
બાઝ શુદ કાને અન્નાઇલેહે રાજેઉન.

ઇસ્માઇલીયો આ ઝહુરના તવાતિરને હકીકતે ઇમામની તગય્યરાત બતાવે છે. અને સુફી લોકો કાયમ બિઝઝાત કહે છે.

તઆલા અલ્લાહ કદીમીકો બીકદમ,
કુન્દ આગાઝ વઅન્જામ હો આલમ,

તજલ્લાએ રહેમાનીની તે શાન છે કે શકલ અને અદમને એકદમ હસ્તીમાં લાવે છે. અને તેજ વખતે ચમત્કારિક રીતે પરિણામ પણ આવી જાય છે.

જહાં વખલ્ક વ અઝ્ઝ ઇંજા યકી શુદ,
ય કે બિસયાર વ બિસયાર અન્દ કે શુદ,

કસરત, ગયબત, શહાદત, મઝહર, અને ઝહુર, એ સમસ્ત એકજ હસ્તી રૂપ છે. માત્ર તજલ્લા, દરજાબ અને મરતબામાંજ ફેર પડે છે.

**હમે અવ્વલામે નુક્તઈ સુફી ગેર,**
**કે નુક્તે દામે રસ્ત અઝ સરઅસે સેર,**

બિંદુમાંથીજ લીટી ઉત્પન્ન થાય છે. પણ જો કોઇ બિંદુનેજ લીટી માનીલે તો તે ભુલ કરે છે.ઇસ્માઇલીઓએ આ મુકામ ઉપર તંબુ નાખ્યા છે. અર્થાત અહિંજ અટકયા છે. અર્થાંત તેમની એવી માન્યતા છે કે જેને આજે ૧૩૦૦ વરસ થયા છતાં કાંઇપણ નુકસાન પહોંચ્યું નથી.

યકે ખત અસ્ત ઝ અવ્વલ તાબ આખેર,
બરૂં ખલકે જહાં ગશતેહ મુસાફીર,

ઇનશાનનો રૂતબો નુરની અજબ મિશાલ છે, જેનાથી તે અજવાળું પામે છે, અને દુનિઆ તેના ઉજવળ રસ્તામાં ચાલી રહી છે.

દર ઈ રેહ અંબીયા ચું સાર યાનન્દ,
દલીલો રહેનુમાઇ કાર દાનન્દ,

આ રસ્તાની પેગમ્બરો હિદાયત કરે છે. અને તેઓજ તેના ભોમીયા છે.

નદારદ મુમકિન અઝ વાજેબ નમુને,
ચગુને દાનેદશ આખેર ચગુને,

ઝાત વાજેબુલ વુજુદ મુતલક છે. અને ઝાત મુમકિના તે અદમ કોઇ પણ વસ્તુને નમુના વગર ઓળખવાનું કામ કઠણ છે. મુમકિનાત ઉપર તસરરૂફ વાહેદનો મુતસર્રૂફ છે. વાહેદનો નમુનો પણ વાહેદ થઇ શકે છે. પછી તેમાં મરતબા અને નામ ગમે તેટલા હોય નઝારીઓની માન્યતા પ્રમાણે વાહેદનો આ નમુનો ઇમામ છે. અને સુફી લોકોની માન્યતા પ્રમાણે હકીકતે કામિલ.

**ઝહે નાદાન કે અઝ ખુરશીદ તાબાં,**
**બે નુરે શમે જુઇદ દર બીયાબાન,**

જે માણસ મશાલ લઇને સુર્યના નુરની શોધ કરતો હોય તે કેવો બેવકુફ ગણાય ? તેની મશાલમાં પણ સુર્યનોજ પ્રકાશ છે. અને કેવો

એવકુફ છે તે માણસ કે જે મર્દે કામિલ કે જેનાથી તેને લાભ પહોંચે છે, ત્યાં સિફાતની શોધ કરે છે. ?

અગર ખુરશીદ બર યક હાલ બુદી,
શઆએ ઉ બયક મનવાલ બુદિ,

જો સુર્યમાં ઉદય અને અસ્તનો ગુણ ન હોતતો, અથવા મર્દે કામિલ વકતના ઇમામની તજલ્લા એકજ તનવીરમાં હમેશાં રહેતી હોતતો કોને ખબર પડત કે આ પ્રકાશ કોનો છે ?

નદાનેસતિ કસી કીં પરતવે ઉસ્ત,
નબુદી ફર્ક હીચ અઝ મગઝ બા પોસ્ત,

ન કોઇને તેના તજલ્લાના અંકશમાં દલીલ મળી શકે છે. નતો તે હસ્તીએ ફાનીમાં ઇન્તેયાઝ થઇ શકે છે. આ કારણથી તેનું રહેવું, અને હસ્તી ફાનીનું ફના થવું એ અસ્તોદયની બરાબર છે.

જહાં જુમલે ફરોગ નુરે હક દાન,
હક અંદરઉ ઝ પયદાસ્ત પિન્હાન,

નુરની કસરતમાં આફતાબની હસ્તી ગુમ થઇ જાય છે. આફતાબ નિસ્ફુન નહારની તેઝી આફતાબને છુપાવી લે છે શું કોઇ અર્ધી રાતના સુર્યને જોઇ શકે છે તેવીજ રીતે નુરે ઝાતે ઇન્તેહાયે ઝુહુરના કારણથી મઝાહરમાં છુપાઇ ગયો છે નહિ તો તેનો જલવો આંખોની સામેજ છે. પણ અમારી આંખો તેને જોઇ શકતી નથી, એમ કહ્યુંતે તેનું જિસ્મ પણ અમારાથી ગાયબ થઇ ગયું આ દલીલ પાયા વગરની છે. તે પોતે મોજુદ છે. તેનો નુર મોજુદ છે. તેની સિફાતો મોજુદ છે. પણ અમારી આંખોમાં પ્રકાશ નથી.

ચું નુરે હક નદારદ નકલો તેહવીલ,
નયાઇદ અન્દર તગઇયર વતબદીલ,

નુર કોઇપણ વખતે સિલસિલામાં તુટતો નથી તેના ઉપર કોઇનો અંકશ (પડછાયો) પડતો નથી. અશીયાનો વુજુદ બીલકુલ અંધકારવાળું અને નકામું છે. જો વિજળીની બત્તી રાત દિવસ બળતી રહે તો જોનાર

માણુસ એમજ સમજે કે આ બત્તીઓમાં કુદરતી પ્રકાશ છે. પણ ખરી રીતે જોતાં તો તે કેટલાક શીશાના નકામા કકડા છે, કે જેઓ નતો પોતે પ્રકાશિત થઇ શકે છે, કે નતો તેમનામાં કાંઈ પ્રકાશ છે. તેનામાં અકશ બીજી કોઇ જગ્યાએથી આવે છે. અને તેઓ તે તજલ્લાના મોહતાજ છે. જે વખતે તજલ્લાનો પ્રતિબંધ થાય તેજ વખતે તેમનો પ્રકાશ પણ બંધ પડી જાય છે.

તુરાની— તુ પિન્હારી જહાં ખુદ હસ્ત કાયમ,
બઝાતે ખીશતન પયવસ્તેહ કાયમ,

અકલ ગયરમાલ અંદેશ અને મહેદુદ હોઇ પોખો ખાય છે. આ અશનામ પોતે તુરાની છે. પોતે કાયમ છે.

કસિં કે અકલ દુર અંદેશ દારદ,
બસી સર ગશતગી દર પેશ દારદ,

જે પોતાને ગેર માલુમાતનો મોટો જાણકાર જાણે છે તે ઘણો બેવકુફ છે. ગામડાઓમાં આમ લોકોમાં લોકો બુધ્ધિશાળી માણસને અકલેકુલ તરીકે માને છે. પણ જ્યારે તે પોતાની અલ્પ મતિ પ્રમાણે કાંઇ અભિપ્રાય બાંધે છે, ત્યારે તેની મુર્ખાઈ પણ આમ લોકોના મુકાબલામાં વધારે હોય છે. ગામડીયાઓ આ બુધ્ધિશાળી માણસને લાલબુજ કકર કહે છે. એક ગામમાંથી એક રાત્રે એક હાથી નિકળ્યો અને તે પણ રાતના એવા વખતે નિકળ્યું કે કોઇ તેને જોઈ ન શકે. ગામવાળાઓએ હાથી કદી પણ જોયો ન હતો. તેથી સવારમાં જ્યારે તેમણે તેના પગના નિશાન જોયાં ત્યારે ત્યાં મોટી ચર્ચા થઇ રહી. તેઓ મનમાં વિચાર કરવા લાગ્યાં કે આવા મોટા પગ કોના હશે ? જ્યારે વાત સમજવામાં ન આવી ત્યારે લાલબુજ કકરને બોલાવવામાં આવ્યો તેમણે ઘણી વાર સુધી વિચાર કર્યા પછી જે જવાબ આપ્યો, તેનાથી ગામડીઆઓને સંતોષ થયો.

બુજે તો બુજે લાલ બુજ કકડ ઔર ન બુજે કોય,
કહીં પેરમે ચકકી બાંધ કર હરન ન કુદા હોય,

આ પ્રમાણે બુધ્ધિ કે બુધ્ધિનો અંશ ખુદાની સામે બેવકુફ જેવી છે. આ બુધ્ધિશાળી લોકે વિજ્ઞાન આદી જાણે છે એમાં કાંઇપણ શક

નથી. અને તેના પ્રતાપે તેઓ પોતાના કરતાં નાદાન, અને શકિતહીન માણસને જલદીથી ધરાશયી કરી શકે છે, અર્થાત તેઓ નાદાન, અને ઓછી બુધ્ધિવાળા મનુષ્યોને સહેલાઇથી ગમે તેમ શીખવી શકે છે. પણ જ્યારે ખુદાઈ જ્ઞાનમાં તેઓ પ્રવેશ કરે છે, કે જેનો એક અક્ષર પણ તેઓ જાણતા નથી, ત્યારે તેમનો ફહ્મ, આમ લોક કરતા ઉતરના પ્રકારનો થઇ જાય છે. કારણકે આમ લોકો તશવીશે ઇલાહીનો શોખ રાખે છે. પણ તેમાં અનંવારે તજલ્લીની ઉણપ હોય છે. આતરો ઇમ્તિયાકની ઝલકતો હોય છે. અને જો તે પણ ન હોય તોપણ તેઓ બીજાઓની તરફ ઢળી જતા નથી. આનાથી વિરૂધ્ધ જે લોકોને અમે વિદ્વાન અને બુધ્ધિશાળી માનીએ છીએ તેઓ આ ક્ષણ ભંગુર જગતમાં રચ્યા પચ્યા રહે છે. અને તેઓ ફંદ તરફ દોરાઇને ઇલાહીયાતથી ગાફેલ બની જાય છે. જ્યારે તેઓ તશવીસે ઇલાહીયાત અને મારફેતમાં હુકમ આપે છે, ત્યારે તે એવો તો બે જોડ હોય છે, કે બચ્ચાંઓ પણ તેમની તરફ હસે છે. આ કારણથીજ ઉપરની બેતમાં કહયું છે કે જે લોકો પોતાને ઘણા બુધ્ધિશાળી સમજે છે, તેઓ મુર્ખ છે, "તનઝીહી વતશબીહી"ના મશઅલામાં પણ તેમણે હમે ઉક્ષતની સાથે હમે અઝઉસ્તનો પગ પણ કાપી નાખ્યો છે. તેઓ એમ સમજે કે ઝાતે વાજેબુલ વુજુદ તશબીહમાં કેદ થઇને બેકાર થઇ જશે. આ કારણથી અઝદસ્ત (હાથથી)નો અંડગો જમાવી દેવો જોઇએ, પણ તે ભુલ છે. મઝાહરની સાબેતીમાં તજલ્લાઇ રૂબુબીયતની હરકતને કોઇ પણ ઠેસ મારી શકતુ નથી. આ કાંઇ તમારી બીડી નથી કે જેમાં મસાલો ભરીને પીવા માંડો. અહિં તો ઇચ્છા માત્ર પણ સર્વ કાંઇ કરી લે છે. આ કાંઇ રેલ, તાર, હવાઇ વીમાન, સબમરીન કે ઇલેકટ્રીક સીનેમા નથી કે જેમાં સ્હેજ પણ નુકશાન પહોંચતાં સઘળું કામ બગડી જાય. આ કાંઇ બોમ્બ નથી કે ભક દઇને ઉડી જાય. આ તજલ્લો યકીન (ભરોસો) અમર (હુકમ) ઇખ્ત્યાર (સત્તા) અને એતબાર (વિશ્વાસ) છે. અને તેમાં અકલને કાંઇ પણ દખલ નથી.

ફઇન કતલ બિતતન ઝીહે મુકઇયદન, વઇન કલત બિત તશબીહે કુન્ત વ ઇનકલત બિલ અમરિન કુન્ત મિસદન, વ કુન્ત ઇમામ મમદુદન ફિલમ આરફે સઇયદન તનઝીયે નો કાઇલ કેદમાં છે. તશબીહનો કાઇલ મેહ-દુદ, બન્નેનો કાઇલ આરેફ આ ઇમામ છે.

રિહા કુન અકલરા બા હક હુમે બારા,
કેતાબ ખુર નદારદ ચશ્મ ખફ્ફાશા.

વિદ્યામાં ગાફેલ થવું તે માણુસને હકીકતને માટે આંધળો બનાવી દે છે. આ કારણુથી જેમ જેમ બીજી વિદ્યાઓ વધતી જાય છે, તેમ તેમ હકીકતનો ઇલમ ઓછો થતો જાય છે. વિદ્યા, અનુભવ, ઉપદેશ, અને હુકમે ઇસ્લામના ફરમાનોને દુનિઆમાં મનાવી દીધા. પણુ કેટલાક અજ્ઞાન લોકો કે જે પોતાનો મહા વિદ્વાન અને બુદ્ધિશાળી માને છે તેઓ રસુલે મકબુલ સલ્અમના હુસ્નેતો માને છે, અને સારા અકીદાવાળા હોય તો તોડ જોડ કરીને રિસાલતના મામલા ઉપર તનકીદ કરે છે. અને જે ઈમાન રુખસત થઇ ગયું હોય તો તેઓ સંદેહમાં પડી જાય છે. શ્રદ્ધાળુ લોકોની ફરજ છે કે મમદુહની ઝાંતીયાતમાં ખરાબ ખસ્તહે અફકારના શિકાર ન બને. તેની કેળવણી અને હુકમ ઉપર અમલ કરે અને તે મરતબાઓ પસાર કરી જાય. કે જેની પાળ હકીકત તેને સિરાતુલ મુસ્તકીમ (સતપંથ) સુધી પહોંચાડતી હોય. બુધ્ધિ પોતે આ વાતની શાક્ષી આપે છે કે માત્ર બુધ્ધિ અને ચિંતાથીજ કોઇ ખુદાને પ્રાપ્ત કરતું નથી. મેળવનારાઓએ તેને મેળવ્યો છે. પણુ તે કાંઇ બીજીજ શક્તિ છે કે જે વડે તે પ્રાપ્ત થયો છે. આવી બુધ્ધિ તેજ માણુસની તરફથી મળી શકે છે કે જે હકીકતનો જાણુનાર હોય. આવા માણુસને કોઈ મર્દે કામિલ (દરજ્જાએ પહોંચેલો) કોઈ ઇમામે ઝાહેર અથવા ઝમાનાનો ઇમામ કહે છે. પછી તે કઇ દલીલ છે કે જેના ઉપર આધાર રાખીને તેની તઅમિલ કર્યા વિના પોતાની બુધ્ધિ પ્રમાણે હુકમ આપે. મઉલાના આ દોહરામાં તેના તરફજ ઇશારો કરે છે, કે બુધ્ધિ અને ચિંતાને જુઠા હથીઆર સમજીને માત્ર દુનિઆનાજ કારભાર માટે રહેવા દો. અને હક (ખુદા)થી દરજ્જાએ પહોંચેલો માણુસ અથવા ઇમામની મારફતે મળી જાઓ. અને પોતાની મતલબનો શોધ કરો. વસવસા અહિં કામ લાગે તેમ નથી. જો તેને સાથેજ રાખશો તો ગુમરાહ (માર્ગ ભુલેલા) થઇ જશો.

દર આં મોઝે કે નુરે હક દલીલ અસ્ત,
ચે જાયે ગુફ્ત ગુઈ જીબ્રઇલ અસ્ત,

જ્યારે હકનો નુર તમારા અંતઃકરણુમાં ઉત્પન થશે, ત્યારે તમને દલીલોની જરૂર ન રહેશે તમે પોતે હકીકત ઇમામે ઝમાન, અથવા હકીકત મર્દે કામિલથી માહીતગાર થઇ જશો.

મુ શુરે હક મુખ્તસર પુર બસોઝદ,
બીન્શ ઝુમ્લે બાલો પુર બસોઝદ,

હઝરત મુસા અલય હિસ્સલામને બે હોશ કરનાર તજલ્લા, કોહે તુર બાળનાર તજલ્લા, અને ફરિસ્તાઓની પાંખો બાળી નાખનાર તજલ્લાને જોવા માગતા હોતો અકકલને બાજુએ રાખો. અકકલ કે જે નજીવી બાબતોમાં પણ ગુમ થઇ જાય છે, તે આમાં કેમ કામ આવી શકે ? તેનામાં તો એટલી પણ શકિત નથી કે પોતાની ક્ષણ ભંગુર સુરતોને જોઇને પણ કાયમ રહી શકે. અનુભવ લેવો હોય તો કોઇ રમણી સાથે પ્રેમ કરી જુઓ. સુરહે યુસુફ વાંચો, લયલા મજનુનો કિસ્સો વાંચો. નુરે વહેદતને માટે નુરે યકીન અકલ કાફી (પુરતું) છે. તેના ઉપરથી મશાહેદે હકકુલ યકીન પોતે ઉત્પન્ન કરશે. આજ કાલ દુનીઆમાં ત્રણ ચાર પ્રકારના લોકો જોવામાં આવે છે. અને તેમાંની એકાદ કારઆમદ છે. બેઇમાનની દુશ્મન છે. કેટલાક નુકતેચીની સાહેબો પોતે બુધ્ધિશાળી હોવાનો દાવો કરે છે. સુલુકના રસ્તામાં તેમનો મુકાબલો કુતરા સિવાય બીજા કોઇથી થઇ શકતો નથી. જેમ કુતરા રાત દિવસ ભસ્યા કરે છે, તેમ આ લોકો રાત દિવસ પારકી નીંદા કરીને છેવટે મરી જાય છે. તેમની રહેણી કરણી ધિકકારને પાત્ર છે. બીજા પ્રકારમાં તે લોકો આવે છે કે જેઓ શ્રધ્ધાળુ હોવા છતાં ધર્મગુરૂના હુકમથી અજ્ઞાન રહે છે. આ લોકો દરિઆ કીનારે ઉભા રહીને તરસ્યા રહેનારા જેવા છે. ત્રીજા પ્રકારના લોકો તે છે કે જેઓ પોતાના ધર્મ ગુરૂની આજ્ઞા ઉઠાવવામાં રાત દિવસ પ્રવૃત રહે છે. આ લોકોજ ઇમામતનો બોજો ઉપાડી શકે છે. જેના સંબંધમાં ખુદાતાલા ફરમાવે છે કે "ઇન્નલ લાહા, યાઅકુમ ઇન તવદ દિલા મા નાતે અલા એહલેહા" બેશક ખુદાતાલા હુકમ આપે છે કે જેની અમાનત હોય તે તેને આપી દો.

સરમદ ગમ ઇશ્ક બુલ હુવસરા ન દેહન્દ,
સુઝ દિલ પરવાને મગસરા ન દેહન્દ.
ઉમરી બાયદ કે યાર આયદ બે કિનાર,
ઇં દોલતે સરમદ હમે કસરા ન દેહન્દ.

**મશારેક બા મગારિબ હુમ બીનદીશ,**
**ચું ઇં આલેમ નદારદ અઝ યકી બીશ.**

પુર્વથી પશ્ચિમ સુધી તેની એકતાઇ (એકલાપણું) સિવાય બીજું કાંઇ પણ નથી મળી શકતું. જે માણસ મર્દે કામિલ, અથવા ઝમાનાના ઇમામને ભુલ્યો, અથવા તેનાથી ગુમરાહ થયો, તે માર્ગ ભુલ્યોજ સમજવો. અરે ખોવાઇ ગયો કે બરબાદજ થઇ ગયો સમજવો. આ અનુભવથી જો વાંચનારાઓએ જોવું હોય તો સુન્ની, નઝારીયો, અને સુફી લોકો એકજ સડક ઉપર ચાલી રહયા છે. ગફલત હોય તો તે એજ છે કે અંધકારમાં ચાલનાર એક બીજાને જોઇ શકતો નથી.

## દાખલા રૂપે કેટલાક નામ આપું છું.

**ખ્વાજેહ હસન બસરી રહે–** નઝારીયોને હમેશનો ફેઝ પહોંચાડનાર અને સુફી લોકોના મુરશિદ કામિલ.

ચિશ્તીઆ ખાનદાન કે જે હિંદુસ્થાનમાં સુફી લોકોનું એક મોટું ટોળું છે, હઝરત તેના પહેલા બુઝુર્ગ, મઉલાઅલી અલય હિસ્સલામના તરિકતના ખલીફા છે.

**હઝરત ખ્વાજેહ શમ્સ–** ઇસ્માઇલીઓના ઇમામ બરહક અથવા સુફી લોકોના તરીકતના ઇમામ દાઇ.

**મઉલાના રૂમ–** ઇસ્માઇલીઓના દાઇ, સુફી લોકોના દરવેશ કામિલ.

**ખ્વાજેહ મોહિયુદ્દીન ઇબનુલ અરબી–** ઇસમાઇલીઓના દાઇ સુફી લોકોના શેખુલ અકબર.

---

## અહેલે શિયા ઇશનાઅશરી.

---

ઇમામત અને ખીલાફતના સબંધમાં સુફી લોકો અને નઝારીઓએ જે ખુબીની સાથે ફેંસલો કર્યો છે, તે ઇશનાઅશરી શિયા લોકો માટે

કડણુ હોવો જોઇએ નહિ. ઇમામત જો જરૂરી હોય તો છુપા રહેવું તે એબ સમાન છે. ઇમામ નુર અઝલી અબદી (હમેશનો) છે, જેના વડે દુનિઆમાં અજવાળું છે. ઇશનાઅશરી લોકો પણ તે વાત માને છે. તો પછી બાર ઇમામો પછી ઇમામનું ગાયબ થઇ જવું તે એક એવી દલીલ છે કે જેને બુધ્ધિ કોઇ પણ રીતે સ્વીકારી શકતી નથી. જો કદાચ એવો સવાલ પુછવામાં આવે કે અકકલને તો તમે મગલુબ કહો છો તો પછી તેના ઉપર વિશ્વાસ કેમ રાખવો? આનો જવાબ ઘણો સખત થશે કે અકલે કુલ એટલે ઇમાએસાલેહીન. ઇમામ મુસા કાઝમ સુધી કોનો કોલ આપ બતાની શકો છો કે છુપાઇ જનારા ઇમામની જુઝવી અકલ (અકલ નો એક ભાગ ) અમને આપવામાં આવી છે? જો આ વાત આપ જાણુતા ન હો તો શા આધારે પરદેનશીન થએલા ઉપર આધાર રાખો છો ? આ હમેશની ટેવ અને માણુસની સિફતોથી વિરૂધ્ધ છે. જેવી રીતે હસન અલય હીસ્સલામની ઇમામત તુટેલા સબંધને લીધે કાયમ નથી રહી તેમ અહિં પણ હઝરત જાફર સાદેક અલય હિસ્સલામ, અને હઝરત ઇસ્માઇલ અલય હિસ્સલામના દાવાઓના સબંધમાં પણ ભુલ થઇ હશે.

---

## નુરે શહુદ.

---

ઇમામ નુરે શહુદ છે. શહાદત (શાક્ષી) જાહેર થવી જોઇએ. જો તે પોશીદા (ગુપ્ત) હોય અથવા અનવારે તજલ્લીયાત મોજુદ પણ હોયતો પછી અમારે તજલ્લાયે ઇમામ ।। પયરવ (પગલે ચાલનાર) શા માટે થવું જોઇએ ? તજલ્લીયાને ઇલાહીથી લાભ ઉઠાવવામાં અમે શું ખોટું કરીએ છીએ ? આખેર તે કઇ વસ્તુ છે કે જેને લીધે અમે અમારી પાસે રહેનાર, ઇન્સાની સિફતો ધરાવનાર, લગ્ન કરનાર, ખાનાર, પીનાર, અને બશરી (માણુસ જાતની) હાજતો (જરૂરીઆતો) રાખનાર ઇમામને ઉપરોક્ત સઘળી બીનાઓથી દુર રાખીને અને તેમને કોઇ જંગલ, વાદળાં પહાડો, અથવા મેદાનોમાં સંતાડીને અમારી દિલ આઝારી દિલ દુખાવું કરીએ. અને ઇમામના ઉપર જુલમ કરીએ. અમે તડપી રહયા છીએ કે અમારો રેહબર (માર્ગ દેખાડનાર) ક્યારે મળે ? ઇમામ પડદામાં છે, અમારી સમજણી અહિં પહોંચતી નથી. ઇમામ ગાયબ છે એતો ઘણી

નવાઇ જેવી વાત છે. એના કરતાં તો ઇમામ આખરી એવી સુન્નીઓની માન્યતા વખાણવા જેવી, ઘણી સારી, અને માન્ય કરવા જેવી છે. પણ મુશ્કેલીની વાત એ છે કે તેઓનો આવશે ત્યારે આવશે. પણ દુનિયા કેવી રીતે ચાલી રહી છે? નઝારીઓ પાસે ઇમામ મોજુદ છે. શીયા ઇસ્નાઅશરીનો ઇમામ પોશીદા મોજુદ છે. એટલે સુન્નત જમાઅતના ઇમામ સાહેબ આવનાર છે. મઝહબના ઉસુલમાં ફેરફાર નથી, "લાઇલાહ ઇલ્લીલ્લાહ" ઉપર સર્વના ઇમાનનો પાયો રચાયલો છે. દરેક મુસલમાન આશિક મિજાજ (પ્રેમી ખુદાઇ પ્રેમ) છે. અને દરેકમાં તલબ (ઇચ્છા) રહેલી છે. એક ટોળું તે વસ્તુને ચાહે છે કે જેને તમામ દુનિયા ચાહે છે. ચલો, આપણે બધા મળીને તેના નકશે કદમ ઉપર કારબંદ થઇએ. નઝારીયો યકીનની સાથે, ઇસ્નાઅશરી તલબ (ઇચ્છા)ની સાથે, અને સુન્ની લોકો આશાની સાથે. જ્યારે ઇસ્નાઅશરી ઇમામ જાહેર થઇ જાય, અને સુન્નત જમાઅતના ઇમામ સાહેબ આવી જાય, ત્યારે ત્રણેને સાથે બેસાડીને જેના ઉપર દિલમોહિત થાય તેને ઇમામ બનાવી લેજો. પણ જ્યાં સુધી ઇમામ સાહેબો જાહેર થયા નથી, ત્યાં સુધી કોઇને એમ કહેવું તમ્હારો મઅશુક તે મઅશુક નથી એ દેખીતું ધર્માંધપણું છે. એ પણ માન્યું કે દિલની ખામીને લીધે મારા મેહબુબને ખુબસુરત નથી સમજતા, પણ મનેતો પુછો કે મારા અંતઃકરણમાં તેને માટે કેવો પ્યાર છે?

## મુસ્તેઅલીબાઇ.

નઝારીયો અને મુસ્તઅલીયોમાં આજદિન સુધી ઝઘડો કાયમ રહેવો એ એક નવાઇ જેવી વાત છે, નઝારીઓ અને મુસ્તઅલીઓ એક સરખા ઉસુલ (માન્યતા)ના માનનારા છે. તેમની બન્નેની પાસે હઝરત ઇસ્માઇલની ઇમામતના સંબંધમાં મોટી મોટી દલીલો જોવામાં આવે છે. મુસ્તઅલીઓ મુસ્તઅલીના સંબંધ ઉપરજ પોતાની ભુલનો એતેરાઝ કરી શકતા હતા. પણ તેમણે ઇસ્નાઅશરી શીયા લોકોની પેઠે ઇમામને ગુપ્ત કેમ કરી દીધો? અને જો એમજ કર્યું છે તો ઇસ્નાઅશરી શીયા લોકો ઉપર ટીકા કરવાનો તેમને શો હક છે? મુસ્તઅલી નઝાર અને અમીરઉલજુયુશનો ગુલામ ઇફતેખાર, અમીર ઇસ્લામ અને નઝારની બાબતે ચાર, ખાઇરૂલદીન અલ્લાહ નો ભાઇ (ભુલમ) પુત્રની જ્યાબિ પુરી થઇ, અલ્લા ગુપ્ત થયો, અને લેવું એકાએક ગેબ થઇ જવું, અને માત્ર એક દાઇ ઉપરજ આધાર

રાખનો, એ સઘળી એવી વાતો છે કે જે સ્હેજમાં સમજી શકાય તેમ છે, તેમને સમજાવવાની અગત્ય નથી. નઝારને મુસ્તઅલીના મોટાભાઈ તરીકે માને છે. પણ નસ હઝરત મુસ્તનસરે હઝરત નઝારને સોંપી હતી. પરંતુ સામ લોકો કે જેમાં કેટલાક બળવાન સાથીઓ પણ હતાં તેમણે બળાત્કાર પુર્વક જનાબ મુસ્તઅલીને ઇમામત આપવા ચાહી હતી, અથવા આપી હતી, જેની સાક્ષી અમીર જ્યુશનો વધ આપે છે. એકવાર એમ પણ માની લઇએ કે આ વાતમાં બન્ને ભાઇઓનો ઝઘડો હતો પણ હજરત નિઝાર હઝરત મુસ્તઅલીના મોટાભાઇ હોવાથી તે ઇઝઝત (માન)ને લાયક હતા. પણ જ્યારે મજકુર પંથ છિન્ન ભિન્ન થઈ ગયો, અને ઇમામત માત્ર નઝારીયોમાંજ કાયમ રહી ગઇ, ત્યારે મુસ્તઅલીઓએ પોતાની ભુલ સુધારીને પોતાના ઇમામને મનાવી લેવા જોઇએ. મુસ્તઅલીઓની રસાકસી જોઇને મને ભય રહે છે કે અઇકમતામાં કાંઈ ખલલ ન પડે. જેના અફરાદ પરાગન્દા થએલા હોય તે કોમ પણ પરાગન્દા થઇ જાય છે. અને આ કારણથીજ સરદારી એમની પાસેથી દુર થઇ ગઈ. આ બાબતમાં હવે સમજીને કામ લેવાની જરૂર છે, શોરોગુલ કરવાની જરૂર નથી. કેમકે તેમ કરવાથી માત્ર કોમમાં ફાટ ફુટ પડવા સિવાય બીજું કાંઈપણ સારૂં પરિણામ આવી શકે તેમ નથી.

## ફાતેમીન આલે નબી અવલાદે અલી.

### ફાતમાના વંશજો, નબીની આલ અને અલીનો પરિવાર.

તેમના ઉપર ૧૩૦૦ વરસ પર્યંત જે આફતો આવી પડી, તે દુનિઆને સુપરિચિત છે. તોપણ કોમે તેમની સોબત મુકી દીધી ન હતી. તેમની બુઝુર્ગીને કોમ માનતી હતી, પરિણામ એ આવતું કે માન આપવા લાયક બુઝુર્ગો (મહાત્માઓ) તેનામાં પેદા થતા હતા. ઇનસાન અને દરેક ઇન્સાનમાં ફિતરની બઝઝાત મોજુદ છે. સદઇને પેટ જન્મેલો બાળક જ્યારે આંખો ઉઘાડે છે, ત્યારે ઇસ્લામને પોતાના નાના (માના પિતા)ની મિરાસ (મિલકત, વારસો) સમજતો હતો, એમ પોતે તેમનો અદબ કરીને

ખુદ તેમને અદબ શિખવતી હતી. શરમ અને હયા આડે આવતી હતી કે હું આવી ખુદાવંદી શરાફતને બરબાદ કરી નાખું. સઇયદ લોકોમાં શોધ કરતાં પણ ખરાબ માણસ ભાગ્યેજ મળી આવતો. જ્યારથી કોમે તેમનામાં એબ શોધવા માંડયા, તેમની રૂગરદાની કરી, તેમનાથી ગાફેલ બન્યા ત્યારથી તેમની હાલત બદથી બદતર (ખરાબથી વધારે ખરાબ) થઇ. હવેતો આમ અને ખાસનો તફાવત પણ અશક્ય છે. જ્યાં જેને ઇચ્છા થઇ કે પોતાને સઇયદ બનાવી લીધો. માત્ર સઇયદો ઉપરજ શું રહ્યું છે, જે ટોળું અથવા જે માણસની ઇઝઝત આબરૂ વધારવા ધારો, તેની તાબેદારી અને દેખરેખનો આરંભ કરી દેવો જોઇએ. જો તે જોહરવાળો હોયતો જોઇયે કે ખાસ થઇ જાય છે. અલબત જો તે પોતે પણ ખાસ હોય, અને કોમ તેના કરતાં પણ વધારે ખાસ હોયતો અકલે શલીમના કેટલાક ગુરુસ પણ નહિ છોડીએ, પછી આવી કોમ, કોમ ક્યાં રહી? તેણે તો મરી જવું જોઇએ.

## અકબર—

એક અજ્ઞાન સિપાહી હતો. પણ બહાદુર હતો. કેટલાક બુધ્ધિશાળી માણસો તેની સાથે થયા. અકબરે દરેક બુધ્ધિશાળીની બુધ્ધિની કદર કરી. બુધ્ધિશાળીઓએ તેની બહાદુરીથી લાભ ઉઠાવ્યો તે કેવા મોટા દરજ્જાનો બાદશાહ હતો. ?

## મેહમુદશાહ ગીઝનવી—

આલિમ ફાઝિલ ન હતો. અને સાહેબે ઇશ્ર, દેહેન (મોઢું) નો પાકો હતો. તેના સલાહકારો લાયક હતા. તે સલાહને માનતો હતો. તેઓ તાબેદારી કરતા હતા. કેવો મોટો વિજેતા નિવડયો. ?

## ઇસકંદર હકીમ ન થા, હિમ્મતવાલા થા.

### ઇસ્કંદર વઇદ ન હતો, પણ હિમ્મતવાળો હતો.

રાજ કર્તાએ તબીબ બનાવ્યો આખી દુનિઆ ઇસ્કંદરને સંભારે છે. એક માણસની બુધ્ધિથી અમારે લાભ ઉઠાવવો જોઇએ માણસ ભુલ પણ કરે છે. તેમને યુક્તિ વડે દુર કરવી જોઇએ. નહિ કે માત્ર ચોક વાંક હોવાના કારણુથી ઘરનેજ આગ લગાડી દેવી.

## એતેકાદાતકા હાસિલ.

ખુદાતાલાએ લોકોને એટલા માટેજ બનાવ્યા કે પોતાના આલી સિફાત (ઉંચા ગુણો, મહાન શકિત) આ દર્પણમાં જુએ. તેનો એક સબંધ કાયમ થયો. લોકોને ખુદાતાલા સાથે શો સબંધ હોવો જોઇએ? લોકોમાં એ ટેવ છે કે તેઓ જિન્સ (વસ્તુ) અને લાભની તરફ વધારે દોરાય છે. જો તે નફાની તરફ દોરાયો. અને કાંઇ નફો પણ થયો તોપણ તેને ખુદાતાલાથી કાંઈ વાસતો (સબંધ) નથી. કેમકે તે તો લાલચ અને નફાને ચાહનારો છે. તેને મન નતો ખુદા છે, નતો તેને ખુદા સાથે કાંઇ સબંધ છે. ખુદા ઉપર પ્રેમ રાખવો એ બે પ્રકારે થાય છે. એકતો સમજાવવાથી. અને બીજું શોકથી. કહેવા સાંભળવા ઉપર માઇલ થવું તે ઉંચા સદ્‌ગુણો ઉપર માઇલ (આકર્ષાવું) થવા જેવું છે. ગુણ અને પોતાપણામાં આકાશ, પાતાળ જેટલો તફાવત છે. આવી રીતે પણ ખુદાતાલા સાથે સબંધ ન થયો. તેને જોવો તે શકિતની બહાર છે. અને આ પ્રમાણે સાચી ઇચ્છા અશકય થતી જાય છે. "વમા ખલકતુલ જિંન વલઇનસે ઇલ્લા લયઅબુદુન"નો અર્થ લયઅરફુન સાથે હઝરત અબ્બાસે એટલા માટેજ કર્યો છે કે જ્યાં સુધી ઓળખાણ ન હોય ત્યાં સુધી માત્ર પ્રાર્થનાથી શો લાભ થવાનો હતો? સુફી લોકો ઉપરોકત કથનને ટેકો આપતા આ દોહરાનું મનન કરે છે કે.

> **હઝાર સાલ ઇબાદત કુનદ નમાઝી નીસ્ત,**
> **કીસીકે ઇશ્ક ન બાશદ ખુદાયે રાઝી નીસ્ત,**

અર્થાત હઝાર વરસ સુધી ઇબાદત કર્યા છતાં પણ નમાઝી થઇ શકતો નથી. કેમકે કોઇનો ઇશ્ક કર્યા વિના ખુદાતાલા પ્રસન્ન થતો નથી.

## લયઅબુદુન.

લયઅબુદુનથી બે કામ લેવાના છે. બે એતેકાદ (અણુ વિશ્વાસ) લયઅબુદુન ઇબાદતના સિલસિલા (સબંધ) સાથે સફાઈ (ચોખ્ખા પણું)

જિસ્મ (શરીર) અને સહાઇ કલ્બ (દિલ) પ્રાપ્ત કરવું. અને તમામ વસવસા (શંકાઓ) દુર કરવા પછી મઅરફુન તરફ ફરવું અને મઅબુદુન-માં ફના (નાશ) થઇ જવું, મઅરેફત એટલે ઓળખાણ. ઓળખાણ પોતાની મેળે થતી નથી. ઓળખાણ ત્યારેજ થસે કે જ્યારે કોઇ ઓળખાણ કરાવનાર ઓળખાણ કરાવે અને ઓળખાણ તેજ કરાવી શકે છે કે જે ઓળખતો હોય. "અલયવમ કમલતો લકુમ દીનકુમ વઅતમમતો અલયકુમ નેઅમતી." આ દીનનો કમાલ, આ ઇસ્લામની નેઅમતો (ભેટો) સઘળી ઉમ્મતને માટે છે અને તે સદાને માટે છે. માત્ર ૨૦૦–૪૦૦ વરસો માટેજ નથી. પછી જે આજે ખુદાથી મેળાપ કરાવી શકે છે, આજે ખુદાથી મળે છે, જેની મઅરેફતની આજે અમને જરૂર છે, જો તે ન હોયતો અમે મળીએ કેવી રીતે? જો તે ગુપ્ત હોયતો તેમને શોધીએ ક્યાં? જો તે વાદળોમાં હોયતો ત્યાં પહોંચીએ કેમ? જો તે કોઇ દાઇથી મળતા હોયતો મારેફતની મારેફત અશક્ય છે. અમે લાચાર છીએ, અને ખુદાનો વાયદો ભુલાવી શકતા નથી, કે તેની નેઅમતો (ભેટો) અમારા સર્વને માટે છે. અને આ પણ સાહેબે મારફત જરૂર હોય, અને તે પોતે મર્દ કામિલ અથવા દર્પણ રૂપે છે. અથવા ઝમાનાનો ઇમામ છે. જેની સુરત અકસ (પડછાયો) તજલ્લાયે ઇલાહી (ખુદાનો નુર) અમારા તશકીન (ખાત્રી)નો ઝરીયો (સાધન) થઇ શકે છે. આદમ આઇનએ સુરતે ઇલાહી છે. જે મહેલ તજલ્લા બનાવવામાં આવ્યો છે. મહેલ તજલ્લા જો ન રહેતો બધા મઝહરો પ્રકાશથી ખાલી થઇ જાય. આથી સાબીત થયું કે અલ્લાહના ખલીફા સાથે દુનિઆનો એવો સબંધ છે કે જેવો પ્રકાશને સુર્યની સાથે. જો સુર્યજ ન હોયતો રોશની ક્યાં? તેજ પ્રમાણે જો ખલીફા અથવા ઇમામ ન હોયતો પછી દુનિઆ કેવી રીતે કાયમ રહે? તે ખાકી ઇમારત (ખાકની બનાવેલી) કે જે સેંકડોવાર બગડી. અને પાછી બની. પણ અનવારે તુઝુલીકે જેને ઇમામ, મર્દે કામિલ, અથવા અલ્લાહનો ખલીફો (પ્રતિનિધી) કહેવામાં આવે છે આજ સુધી કાયમ છે, તેની દલીલ એ છે કે બેચાર મિનિટ માટે પણ દુનિઆનો નાશ થયો નથી. નઝારીયો તેનેજ ઇમામ માને છે, કે જે હઝરત આદમ અલય હિસ્સલામથી લઇને આજ સુધી જુદી જુદી સુરતો, અને ઇસ્મ (નામ) અને જિસ્મે હકીકત વહેદેહ (એકલાપણું)ની દુનિઆમાં અસ્તિત્વમાન છે. ઇસ્માઇલીઓ આ ઇમામની મારફતે મારફતે ખાસી હાસિલ [illegible]

છે. અહિંઆં એવો પણ સવાલ થાય છે કે બધા ઇસ્માઇલીયો ખુદાને ઓળખનારા છે કે નહિ? અલબન્ત તેઓ ઇમામના રૂ શનાસતો અવસ્ય છે. આમાં નવાઇ જેવું અથવા ભુલ ભરેલું શું છે? કાંઇ બધા કલમો પઢનારાઓ સારા અમલવાળા હોતા નથી. તેમજ બધા નમાઝીયો પણ મકબુલ (કબુલ થએલા) હોતા નથી. આખી મુશલમાન દુનિઆ થઇ શકે છે, પણ કાંઇ સઘળા ઈ-તેકાનો વાયદો કરી શકતા નથી. જેવાં જેના કામ તેવાંજ તેના ફળ. આગતો સોનું પિતળ બન્નેને પીગળાવી નાખે છે. સોનું કુંદન થઇ જાય છે. અને પિતળ પિતળજ રહી જાય છે. આ ખલકતનો નકશ છે- એટલે ગુણની અસર છે. અને તેમાં આગના ઉપર ટીકા કરવા જેવું કાંઈપણ નથી. પાણી દરેક ઠેકાણે વરસે છે, પણ ખરાબ જમીનમાં કાંટા, અને સારી જમીનમાં લીલોતરી ઉગે છે. એમાં વરસાદનો કાંઇપણ દોષ નથી; પણ જમીનનોજ દોષ છે. ઇસ્માઇલીયો ખુદાને વહેદહુ લા શરીક, કુરાન શરીફને અલ્લાહનો કલામ, અને હદીસને અમરે (હુકમ) રિસાલત (રસુલનો) માને છે. અને તેમાં કાંઇપણ તાવીલ કરતા નથી. પણ મઓલવીઓથી કુરાન અને હદીસની શંકાઓ પુછતા નથી પરંતુ પોતાના ઇમામનેજ પુછે છે. કેમકે ઇમામનો ખુદાતાલાની સાથે સબંધ છે; અને ઇમામ જે કાંઇ શીખે છે તે ખુદાની પાસેથીજ શીખે છે. ઈસ્માઇલીઓ મારેફત અને હકીકતમાં અહરનિશ મકચુર રહે છે અને ઈસ્લામ, અથવા હકીકી ઇસ્લામ તેમની માન્યતા પ્રમાણે મારેફત અને હકીકત છે. ઇસ્માઇલીયો અશહાબીઓ (રસુલુલ્લાહ ના ખલીફા)ઓની બુરાઇમાં એક શબ્દ પણ બોલતા નથી. તેમની ખીલાફત પયગામબરી હસબે (પ્રમાણે) ઇમાર જનાબ મઉલા ઇમામને માને છે. પરૂ ઈમામે તરીકત માત્ર જનાબ મઉલા અલીનેજ માને છે. સુફી લોકો પણ આમાં નઝારીયોથી મળતા છે તેના સબંધમાં બુઅલી કલંદર આ પ્રમાણે કહે છે.

હઇદરિમ કલનદરમ મસ્તમ
બન્દએ મુરતુઝાઅલી હસ્તમ
મન બઘયર અઝઅલી નદાનસ્તમ
અલી અલ્લાહ વલાઝલ ગુફતમ

નઝારીઓ જઝા, સઝા (શિક્ષા) જન્નત (સ્વર્ગ) દોઝખ (નર્ક) હુરો (અપસરા) ગિલમાન, હોઝ કોસર, એ બધી બીનાઓને માને છે. તેઓ કહે છે કે આ સઘળું મિથાલ રૂપે છે, તેની હકીકતતો માત્ર ખુદા જાણે છે.

---

## જન્નત-સ્વર્ગ.

જન્નત એક એવું સ્થળ છે કે જ્યાં લોકોને ભિન્ન ભિન્ન પ્રકારના સુખ વઇભવો પ્રાપ્ત થશે તેના સબંધમાં ખુદાતાલાએ જે વાયદા કર્યા છે તે બધા સાચા છે; પણ અમે જાણતા નથી કે અમારી હસ્તી ત્યાં કેવી હશે ? અને જેના સબંધમાં વાયદો કરવામાં આવ્યો છે તે વસ્તુઓ કેવી હશે ? મોટા દરજ્જાવાળા, અને મોટી બુઝુર્ગીવાળા ખુદાતાલાએ અમારા ગુનાહો તરફ કાંઇપણ લક્ષ નહિ આપતાં જે સારી સારી અને અમુલ્ય વસ્તુઓ અમને આ દુનિઆમાં આપી છે, તેના કરતાં સ્વર્ગની વસ્તુઓ અનેક સહસ્ત્રગણી વધારે સુંદર, અને મુલ્યવાન હશે. "માલાએન વરઅત વલા ઇઝન સમઅતે વલાખતરે અલા કલ્બે બશર" સ્વર્ગમાં એવી નેઅમતો પ્રાપ્ત થશે કે જે આંખોએ કદીપણ જોઇ ન હોય, કાનોએ કદી સાંભળી પણ ન હોય, અને લોકોના અંતઃકરણને કદી તેનો ભાસ પણ થયો ન હોય. આતો નઝારીયોનુ સ્વર્ગ છે. હવે બીજા સ્વર્ગની છબી કે જે દુનિઆમાં ચીતરાયલી છે તેને જુઓ ! ઉંચા ઉંચા ખારેકોના ઝાડ, સીબ અને દાડમના વૃક્ષોની હારો, રઇહાનના કેટલાક ક્યારાઓ, કેટલીક લીલોતરી, એક દુધનો ભરેલો તળાવ એક મધનો સમુદ્ર, કોસર ઉપર પ્રત્યેક મનુષ્ય મસ્ત બનેલો. આવો બાગ (બગીચો) નઝારીઓને પસંદ નથી માત્ર ઉપર વર્ણવેલી હદીસ ઉપરજ તેમને શ્રધ્ધા છે. તે પવિત્ર મધ, અને તે દીદારે મહેબુબ કોણ જાણે કેવો હશે ? તેને જોયા વિના અભિપ્રાય કોણ આપી શકે. ?

## "લકદ ખલકનલ ઇન્સાને ફી એહસને તકવીમ."

ઇન્સાન તે જામે ઝાત અને સિફાત હકીકત છે કે જેને જલવેહ આરાઇને માટેજ બનાવવામાં આવ્યો છે. જેને ખુદાએ પોતાની સુરતનો બનાવ્યો "વ નફખતો મિંરૂહી" જેમાં પોતાનો આત્મા ફુંક્યો, જે આયનએ તજલ્લાએ ઇલાહી એટલે અલ્લાહના નુરનો દર્પણ બન્યો,

પણ ઇન્સાનીયતને માટે જે હદ કાયમ કરવામાં આવી છે, તેને કાયમ રાખવી, તેજ મનુષ્યત્વ છે અને તે હદથી આગળ વધવું, અને પાછા ફરવું મનુષ્યની પડતીના ચિન્હ રુપ છે. ઇન્સાન કાંઇ ખુદા નથી કે જે વખતે જે ચાહે તે કરી શકે, હસ્તીને નાબુદ કરી નાખે અને નાબુદગીને હસ્તીમાં ફેરવી નાખે, ઉડવા લાગે, ચરવા લાગે, ગાયબ થઇ જાય, કોઇનામાં સમાઇ જાય, આ ગુણો જગતકર્તાએ ઇન્સાનોના મહેકુમાને બીનજુરૂરત આરાઇશ આપી છે. પોતાના આ અરઝલના કાર્યમાં મશરુફ થવું તે નીચતા છે. ઇન્સાનને માટે ફખર (અભિમાન) નથી. દાખલા તરીકે જો ઉડવા લાગ્યો તો પક્ષી બની ગયો. ફાડવા લાગ્યો તો પશુ બની ગયો, જો કોઇમાં સમાઈ ગયો તો ભુત અથવા જીન થઈ ગયો કે જે માણસોના ગુલામ છે. નજરથી ગાયબ થઇ ગયો તો ફરિસ્તો થઇ ગયો ઇન્સાનના પુરેપુરા ગુણો તેની સાથેજ ધરાવે છે. કમાલ અબદીયત, આઇન ખીલાફત અને બાદશાહત શીખવું, મનઝમે સયાસન, મદન નઝમે સયાસત મીલીમાં કાયમ અને મેહકુમ થઇ જવું, બંદા થવું, અરફાનમાં ગર્ક થઈ જવું, સબળાને એ વાતનો પુરાવો આપવો કે ખુદાતાલાએ ભરી સભામાં જે વાયદો કર્યો હતો તે સાચો છે કે જેના આધારે ફરિશ્તાઓ ઉપર આદમને સિજદો કરવાનું વાજબી થયું. ભોજનનો ત્યાગ કરવો, દુનિઆના એશઆરામનો ત્યાગ કરવો, દુનિયાનો ત્યાગ કરવો, અને કુફરાનને નેઅમત ગણવી એ અયોગ્ય અને મુર્ખાઇભરેલી દલીલ છે. દુનિઆની આશાબશ ખુદાતાલા ઉપર અવલંબી રહી છે. દુનીઆ પ્રાપ્ત થએલું સામ્રાજ્ય છે, જેનો નઝલ અને નશ્ક કરવાનું છે. રૂહાની (આત્મીક) હિફાઝત (રક્ષણ)ને માટે આવેલું છે.

## લાયુ કલ્લે ફુલ્લાહો નફસન ઈલ્લા વસઆલેહા.

તે તકલીફાતે શરઅયે કારી છે કે જ્યારે હિકમતે રબ્બાની ફિલસુફે ઇલાહીયાતના તહતમાં ઇન્સાનોની પેઠે ઇખતેરાઅ કર્યું હોય. અલબત ઇન્સાનોને હકીમાના કુદરત આપવામાં આવી છે, કે તે પોતાના નફા નુકસાન અકલત અને હુશીયારીનો અંદાજે કરીને દુનિઆની નેઅમતોમાં

અર્થ કરે, પોતાના રોગનો પોતે ઉપાય કરે, નુકસાનથી બચે, નહીંતો ઇન્સાનની તખલીક પોતે કમાલ રૂપે છે, તેને કમાલ (સંપુર્ણતા) પ્રાપ્ત કરવાની શી જરૂર છે ? "દમ લતીફ્ફર્ત હરારતથી" જોહર બન્યો, જોહરમાં હશ પેદા થઈ, જે નફસ બની ગઇ, ટીપા ટીપામાં દરજ્જા ઉત્પન્ન થયા અને દરેક દરજ્જાને માટે સંપુર્ણપણું નકકી થયું "લતાયફે મસતુરી" દેખાડી. હસ્તી અને અદમ બે ફના, હોશ અને મસ્તી બે અદાઓ, લઝઝાત અને ફિતરત બે કૈફીયતો, ઓરત અને મર્દ બે ઇન્સ થયા. ટીપામાંથી સમુદ્ર થયું, નવ મહીનામાં ખરફુલ તઇયાર તમામ થયું. ઇન્સાન બન્યો. આગળ ઝહુરની બીના છે. દુનિઆ માલામાલ "નુરુન અલા નુર" છે બાદશાહના સેવક થયા. નુરની મશાલનો પ્રકાશ થયો. તુર ઉપર વીજળી પડી. પોતે હોશમાં આવ્યો. પોતે બે હોશ થયો. તેમાં ચિત્ર વિચીત્ર કમાલ છે. કમાલ, અને બે કમાલી, ઇખ્ત્યારી, અને બે ઇખ્તિયારી, નુર પણ અને ઝુલમત પણ આ નરમ ગરમ રાસ્તાનો ચાલનાર, જ્યાં ફરિસ્તાઓ ધરૂજે જે રસ્તાઓ ઉપર આકાશમાં, અને જમીનમાં રહેનારા કંપે, મહેલફાની તેનું મસકન, નુર બાકી તેની ઝાત, જ્યાં ઉડયું ત્યાં ઉડયું, જ્યાં રોકાયું ત્યાં રોકાયું, નાપાયદારીમાં પાયદાર, ગેર દિલચસ્પ મહેલમાં દિલચસ્પ, જ્યાં છુપાયો ત્યાં એવો છુપાયો કે પોતાના ઇન્સાની તુતી પોકરાવી દીધી જેમાં પેઠો તેને પોતાનોજ કર્યો અને જ્યાંસુધી ખુદાનો જબરદસ્ત હુકમ ન મળ્યો ત્યાં સુધી ન મુકયો.

## મિકદારે કરામત ખુદાવંદ જલ્લ વ આલાકી ઝબાનમેં.

અર્રહેમાન રહેમાને ઇલ્મુલ કુરાન ( કુરાનનો ઇલમ ) શીખવ્યું. "ખલકુલ ઇનસાન" બનાવ્યા. ઇન્સાનને "અલ્લમે હુલબ્યાન" બોલતો ચાલતો "અશ શમ્સ વલ કમરે બહસબાન" ચાંદ સુરજને ફરતા બનાવ્યા. "વન નજમે વલ શજરે યસજિદાન" બીઆં અને રોપાં સિજદો કરે છે. "વસ્સમાએ રફઅહા વ વઝઅલ મિઝાન" આકાશ ને તેની હદ પ્રમાણે ઉંચો બનાવ્યો, "વ અકીમુલ વઝન બિલ કિસતે વલા તુખસેરુલ મિઝાન" જેથી માપ પ્રમાણે ઠીક ઠીક તોલી શકાય, "વલઅરઝે વ

ઝઅહા લિલ અનામ" જમીનને નીચે બનાવી, "ફીહા ફાખેતેહી વલ નખ્લ ઝાત ઇલા કમામ" જેમાં નફીશ નફીશ બાલઝઝત ફ્વાકેહ છય, "વલ હબ્બે ઝુલ અશફે વલ રઇહાન" અને અનાજ આપ્યું તમારે ખાવાને માટે, "ફ બે અઇયાલા રબ્બકુમા તુકઝઝબાન" આમાંથી કયો ચમ્તકાર કમઝોરછે? અને કેવો ચમત્કાર માંગો છો?

## સફેલીયાત ખ્યાલી મશાલન.

### અશરાફીન વયશા તાઇનસે.

ઝમાનાના બાદશાહનો છોકરો મરી ગયો, ગમગીન બાદશાહને ખુશ કરવા માટે જાલીનુસે એક થાલીમાં પાણી ભર્યું અને સામે મુકયું, હજામને બોલાવવામાં આવ્યો, હજામતનું કામ શરૂ થયુ, ધીમે ધીમે સમુદ્ર બની ગયો, બાદશાહ તરતો તરતો એક કિનારા ઉપર પહોંચ્યો, એક શુશોભીત શહેર અને એક ઉમદા ઇમારતમાં શાહી રસમો કરવામાં આવી, વરસો પર્યંત ત્યાં રાજ્ય કર્યું, સેંકડો દાસીઓ સેવામાં હાજર રહેતી, એક દીવસે એક દાશી ઝરા ઉપર સ્નાન કરી રહી છે, બાદશાહ તેની ચેષ્ટા જોઇ રહયો છે, મન આકુળ વ્યાકુળ થઇ રહયું છે, ઇચ્છા થઇ કે તેને પોતાની તરફ ખેંચી લે, બાદશાહ જેવો હાથ લંબાવે છે કે હજામે કહ્યું "જહાંપનાહ! હજી હજામત કરવાનું બાકી છે," જાલીનુસ અને બાદશાહ હસી પડયા. શું આ કરામત હતી? નહી. માત્ર તસવ્વરનો ખેલ હતો, દુનીઆ એવી વાતોને કરામત સમજે છે. આતો એક મામુલી તમાશો છે. જેવો કે સીનેમાં વિગેરે ચાર પાંચ વરસ પહેલાં મુંબાઇમાં ડંકન નામે એક અંગ્રેજ આવ્યો હતો, તે રંગભુમિ ઉપર મોટા મોટા માણુસોને બેહોશ કર્યા પછી સેંથો પહેરાવીને નચાવતો હતો. તે મેસ મેરીઝમ જાણુતો હતો.

## અઉલીયાત.

ખ્વાજેહ હસન બસરી રહે. એ પોતાની ચાદર દરિઆમાં પાથરીને રાબેયાને કહ્યું આવો, આપણે એના ઉપર બેસીને પ્રાર્થના કરીએ રાબેયાએ પોતાનો સાફો હવા ઉપર ઉડાડીને કહ્યું આવો, દુનિઆથી છુપાઇને પ્રાર્થના કરવામાં ખરી મજા સમાએલી છે. મામુલી અમર છે. આ તે બન્નેની શરૂઆત છે છેવટના વચનો મનન કરવા યોગ્ય છે.

ચાહ વ બાગ બીના કરદન કારે તુઅંગરાનસ્ત
દીગરીરા નફે રસાનીદન કારે બાદશાહા અસ્ત
નમાઝ બિસયાર ખ્વાનદન કારેબેવેહ ઝનાનસ્ત
બે ઇબાદત મશગુલ શુદન કારે આહિંગરાનસ્ત
ખુદરા બે બુઝુરગી મશહુર કરદન કારે શયતાનસ્ત
કરામત નમુદન કારે હિલેગિરાનસ્ત
અમ્મા અઝ ખુદ રફ્તન વ બે ખુદ શુદન કારે મર્દાંસ્ત
વ કામરાનાન.

તરજુમો—કુવો અને: બગીચો બનાવવો તે માલદારોનું કામ છે. બીજાઓને ફાયદો પહોંચાડવો તે બાદશાહોનું કામ છે, ઘણી નમાઝ પઢવી તે વિધવાઓનું કામ છે, ઘણી પ્રાર્થના કરવી તે લુહારોનું કામ છે, પોતાને બુઝુર્ગ મનાવવો તે શયતાનોનું કામ છે, કરામત દેખાડવી તે મકકારોનું કામ છે પોતાની ખુદીને ભુલી જવું, એ બેખુદ બેખ્યાલ ઝાત થઇ જવું વિજઇ મર્દોનું કામ છે.

## જાદુ.

આપે કદાચ સાંભળ્યું હશે કે દુનિઆમાં વરસો પર્યંત જાદુનો જોર રહયો છે અને વહેમ રૂપી જાદુતો હજીપણુ કેટલેક ઠેકાણે મનાય છે. સુત, સિફાત અને હરકાતના સમુહનું નામ જાદુ છે. કેટલાક બુધ્ધિશાળી

શાણુસો ચાલાકીથી સુત સિફાત અને હરકાત ઉપર કબજો કરી બેતા હતા. તેમની આગઅ બધા ઉલ્લુ બની જતા હતા. ઇસ્લામે તેના અટકાવ માટે કદી પ્રયત્ન કર્યો નથી. કુરાન સુતે ઇલાહીઆથી આવ્યું. સિફાત થકી તે વહેદત લાઇલા ઇલ બિલ્લાહ થયું. હરકાત ઇ-તેકાને હરકાત દુરસ્ત થઇ ગયા. જ્યાં જ્યાં આ મિશ્કાતને ઇલાહી પહોંચ્યા ત્યાં ત્યાં જાદુનો બળ નરમ પડી ગયો, આજે લોકો માનતા પણ નથી કે જાદુ છે કે નહિ. તેની શાખા વહેમ-જાદુ પણ હમેશાં ત્યાં જોવામાં આવે છે કે જયાં યકીન અને ઇમાન કમજોર અને મન મરેલું હોય.

---

## અમલીયાત.

---

આ નાપાક દફતર કદિ પવિત્ર દફતરનો મશઅલો રહયો છે, આ ઇલમનો ન તો કોઇ ઉસુલ છે અથવા ન તો કાયદો. જો તેને મહાત્માઓનો મશઅલો માનવામાં આવે તો એટલુજ કાફી છે કે, તેમની ચનારી શીવન અને નાલેનું નામ અમલ હતું જે તેમની સાથે ગયું. રહયો હવે અમલીયાત કે જે એક વિચિત્ર પ્રકારની બીમારી છે, કીમીયામાં અને તેનામાં બેન ભાઇનો સંબંધ છે, ન તો તે આવી. કે ન તો આ આવ્યો. "અદઉની અસ્તજબ લુમ" તમે દુવા કરો અમે આપીશું. આતો ખુદાએ હુકમ આપ્યો છે કે માનશું જરૂર માનશું. અમે આપીશું" પણ એ કાંઇ નકી નથી કે રટણ કરો અમે લાચાર થઇ જઇશું, અને જે કાળું ધોળું કરશો તે તમારા ઇખ્તીયારમાં છે. ઇસ્લામમાં તો એનો જવાબ પણ અશકય છે. નુજુમોરમલ, ફિલસુફે, આ બધાનું મિશ્રણ કરીને એક ઇંટ બનાવવામાં આવી છે, અને તેના ઉપર વહેમ અને ગુમાનની ગાર મુકીને ઇમારત બનાવી છે, જેનું નામ અમલ છે, થોડા ગોશમહમદ સાહેબ ગ્વાલય-રીના, થોડા બીજા આમતેમના જુઠા સાચા કિસ્સા મેળવી લીધા છે જેથી પોતેજ પડે. ઇતિહાસોમાં મહમદ ગોશ સાહેબના આ કાર્યોનું નામ નિશાન પણ નથી. બેશક તે બુઝુર્ગ છે. અમને તેમની બુઝુર્ગીના સંબંધમાં વાંધો લેવા જેવું કાંઇ પણ નથી. શરૂઆતથી તો એવી ભયાનક

અને અશક્ય સુરત બનાવવામાં આવે છે કે માણુસ નાહિમ્મત બની જાય. દાખલા તરીકે તર્કે હૈવાનાત (માંસનો ત્યાગ) તહારત (ન્હાવું ધોવું-પવિત્ર થવું) બઈદુલ કયાશ, વિ૦ ટુંકમાં કહેવાનું કે માણુસને ના હિમ્મત બનાવી દેવામાં આવે છે. પછી નવાઇ જેવી ધમકીઓ આપવામાં આવે છે કે જીન આવીને ડરાવે છે. તેમાં ભેદ એ છે કે પહેલાં તો મુશ્કેલો જોઇને માણુસ ગભરાઇ જાય. પણ જો તે હિમ્મત કરે તો તેને ભય બતાવવામાં આવ્યો છે કારણ કે ભુખ્યો મરીશ, સુકાઇ જઇશ, ડરી જઇશ, દીવાનો બની જઈશ, નહી કાંઇ પણ નહિં, જો મવકલ તાબે કરવા માટે જો આ હુકમ આપવામાં આવે કે ૪૦ દિવસ ભુખ્યા રહેવું તો તે વિચારવા જોગ હતું. કેમકે મવકલો ઘઉં આદિ અનાજથી ડરે છે, કેમકે તે વડેજ આદમને બેહેસ્તમાંથી બહાર કાઢવામાં આવ્યા છે. ઘી, દુધ, ગોસ્ત, ડુંગળી, લશણુ વિ. તરફ તેમને તિરસ્કાર શા માટે હોય? મને ૨૦ વરસ સુધી આવો શોખ રહયો, વરસો પર્યંત ચિલ્લાકશી કરી. આગની પુજા કરી, સુર્યની પુજા કરી, માલા જપી, ખાક ઉપર બેઠો, પણ કાંઇ પણ હાથ ન લાગ્યું. જો એકાદ ભુતનેજ જોઇ લીધો હોત તો કાંઇ ધીરજ રહેત. જણાયું કે ભીખ માંગવાનો આ એક રસ્તો છે. ખુદા તેનાથી બચાવે, અને સલામતીની સાથે દુનીઆથી ઇમાનની સાથે ઉઠાવે. અમલમાં બીજો તરીકો સુફી લોકોનો છે, જેનું વર્ણન આગળ આવશે.

## બુઝુર્ગોને દીનકે અમલીયાત.

દુનીઆમાં તસ્ખીર, જાદુ, ટોટકા સાઇંસ વિ. મનુષ્યોને કબજામાં લાવવાની યુક્તિ હતી. જ્યારે ઇસ્લામનો ઉદય થયો ત્યારે કેટલાક સ્થળોએ આવી વાતો સાંભળવામાં આવી, બાદશાહે સુફી લોકો ઉપર આ વાત પડતી મુકી. તેવા કેટલાક લોકોને એકઠા કરવામાં આવ્યા. રૂહાનીયત વધારવા માટે કેટલીક આયતોનું અધ્યયન કરવુ પડયું. મન અને ઇરાદા દુરસ્ત થઇ ગયા. એકએક બબ્બે દરેક લશ્કરમાં આપવામાં આવ્યા. દરેક ભય વખતે તેમણે કામ બજાવ્યું. આવા આમિલો જ્યાં પહોંચ્યા ત્યાં અજવાળુ

થઇ ગયું, ટુંકમાં કહેવાનું એ કે ઇબાદતોથી તે કુવ્વત ઘણી મેળવે છે, કે જેનું નામ હકીકત છે. ઇન્સાનના જામામાં ઇન્સાનીયત છે. ઇન્સાનનો બુઝુર્ગતર કમાલ છે, કે જેના વિષે ખુદાતાલાનો કલામ સાક્ષી આપે છે.

## ઇન્નલા અકરમકુમ ઇન્દલ લાહા અત્તકા કુમ.

ઇન્સાનમાં જે સારામાં સારી કરામત છે તે મુત્તકી (પરહેઝગાર) થવામાં રહેલી છે.

## ઇસ્માઇલી નઝારીઓની શ્રધ્ધાઓ.

### ઇસ્માઇલી નઝારીયુકે મુખતેસર અકાયદ.

ખુદાની તાબેદારી એવા હેતુથી કરવી કે તે પ્રસન્ન થાય. કેમકે અમે તેને ખુશ કરવા માટે આવેલા છીએ.

ખુદાઇ બેટો તેની તાબેદારીના પરીણામ રૂપ છે. ઈનામની ઇચ્છા કરવી તે હરામ છે.

ઇન્સાન ખુદાની બારેફત માટે પેદા થયો છે. દીન ઈસ્લામ દુનિઆના આરંભથી છે કોણ જાણે આજ સુધીમાં કેટલા આદમ પેદા થયા? પણ તે દરેકને માટે આજ ધર્મ હતો.

આદમને ખુદાએ પોતાનો નાયબ, પોતાનો ખલીફો, અને પોતાનો ઇમામ બનાવીને પોતાના નુરમાં મુઝિન કરીને મોકલ્યો.

આદમનો નુર બધી કાએનાતો માટે મશાલ સમાન છે, કે જે નબીઓ અને ઇમામ બનીને આવેલ છે.

ખુદા એકજ છે, તેનો કોઇ શરીક (સાથી નથી) અને તેની કાંઇ મિશાલ નથી. ખુદાના બધા રસુલ સાચા, પવિત્ર અને મઅસુમ છે.

રસુલે મકબુલ જનાબ મહમદ રસુલુલ્લાહ સલ્લેઅલ્લાહ અલયહે વસલ્લમ સાચા રસુલ, અને ખાતેમુલ અંબીયા (છેવટના પેગમ્બર) છે.

નબી કુદરતના સમયે આવે છે અને ઇમામ હંમેશાં કાયમ રહે છે.

આદમ (ઇમામે વકત) દુનીઆનો સુર્ય છે, જ્યારે તે નહિ હોય ત્યારે આ દુનીઆ પણ નહી હોય, જેમ દુનીઆ જાહેર છે, તેમ તે પણ જાહેર છે.

ઇમામત આદમથી શરૂ થઇ છે. અને બીલાવાસ્તએ ગયર જનાબ મઉલાઅલી અલય હીસ્સલામને મળી છે.

ઇમએ બધા માસુમ છે. ઇમામત આજ સુધી મોજુદ છે અને દુનીઆએ ઇસ્લામના ઇમામ હુઝુર નામદાર ઇમામુઝ ઝમાન સઇયદ સુલતાન મહમદશાહ ઉર્ફે આગાખાન સાહેબ છે.

---

# ઇસ્માઈલી યુંકે મુકમમિલ અકાયદ.

---

## ઇસ્માઇલીયોની પુરેપુરી શ્રધ્ધાઓ.

ઇમામની ઝાત અનવારે નુઝુલીથી મઅમુર છે. રબ્બુલ ઇઝઝતનો તે પરતવ કે જે તઇન સિફાતમાં અમર અવ્વલ યકીન, અવવલ અહદીયત, વાહેદીયતથી મઅમુર થએલો છે. તે હકીકત આદમ છે અને આદમને ઇમામત પ્રાપ્ત થઇ હતી, તેજ આ નુર છે કે જે ઇમામના જિસ્મમાં કાયમ અને જાહેર છે અને તે નુર વડેજ આલમ (દુનીઆ)ની હસ્તી છે. જિસ્મ ઘણા મટી ગયા, ફના થઇ ગયા, બીજું જાણતા નથી. પણ એટલું તો ચોક્કસ છે કે જે દીવસે ઇમામ નહી હોય તે દીવસે દુનીઆની હસ્તી અટકી પડશે. ઇમામ એક નુરાની મશાલ સમાન છે કે જેની જ્યોતિથી દુનીઆને લાભ મળે છે. અલ્લાહ કાદેર અને મુખ્તાર

છે, પણ ખુદાની કુદરત અને તેનો ઇખ્ત્યાર અમારી મિશાલ નથી, પણ અમને જેવો કુદરતના મુખ્ત્યારનો તઇન આપવામાં આવ્યો છે, તે એક મજબુર (લાચાર) થએલાનો ઇખ્ત્યાર છે, ખુદા એવો કાદીર એવો મુખ્ત્યાર નથી, બલકે તેનો ઇરાદો તેની ઝાત, તેનો અમર, તેના નુરે જહેતમાં બધું એકજ છે, આ કારણથી થવું, અથવા ન થવું, બધી કુદરત, બધા ઇખ્ત્યારો આ તમામ અમર એક છે, અને કુદરત, ઇખ્ત્યાર, હકીકત અને ઝાતનો ઇમતેયાઝ કઠણ છે, જેવી તેની શાન છે, તેવોજ તે કાદેર અને મુખ્ત્યાર છે, અહલ્લાતઆલા ઇરાદાનો સાહેબ છે, પણ તેનો ઇરાદો છે, તેની હકીકત છે, અમુર મિશાલી. અને ઇરાદતે મજબુરીન ને તેના ઇરાદાની ખબર ન હોવાથી બનવા જોગ છે કે દુનીઆના લોકો ઇસ્માઇલીયો ઉપર આ તોહમત લગાડે કે તેઓ ખુદાને ઇરાદા વાળો નથી માનતા, અમારો ઇરાદો કાંઇ બીજીજ વસ્તુ છે. અને અમે પણ કાંઇ બીજીજ વસ્તુ છીએ, અમારી હરકત કાંઇ બીજીજ વસ્તુ છે, અને શકુન પણ કાંઇ બીજીજ વસ્તુ છે, ખુદાનો ઇરાદો, તેનો શકુન તેની હરકત તેનો અમર આ બધું એકજ છે, જાણો આ બધા શબ્દો ખુદાથી કાંઇ મુનાસિબત (સંબંધ) જ નથી રાખતા. હવે જો કહેવામાં આવે, અથવા કહીએ તો એટલુંજ કહી શકીએ છીએ કે ખુદાનો ઇરાદો બાએ. તેબાર ખુદાનો ઇરાદો એક મોઇને ફઝીલ્યાતનો ઝરર (નુકશાન) નથી, અને તેવોજ તે ઇરાદાવાળો છે, જેવો તે પોતે છે. ઇમામ માસુમ છે, અને માસુમીઅત ઇમામને માટે જરૂરી છે, માસુમીઅત ઇમામમાં શર્ત અને મેહદુદ નથી, અને જ્યારે ઇમામ નુરહી નુર છે, અને કાંઇ શરત બશરીઅત અનવારના ઇરાદા વીના કરતોજ નથી, પછી તેની માસુમઅતમાં શો સંદેહ હોઇ શકે વારૂ ?

---

## ઇમામકા હુકમ હરે ઇમાનદાર મર્દ ઓર અઉરત પર લાઝેમુલ ઈતાઅત હય.

### ઇમામનો હુકમ દરેક ઇમાનદાર સ્ત્રી પુરૂષ ઉપર ફર્ઝ છે.

બન્દાઓને ખુદાની મરજી ઉપર જીવતા રહેવું એ સફળતાની નિશાની છે અને ખુદાની મરજીને માટે તેમની પાસે કોઇ વકઅત નથી

કુરાન શરીફમાં 'જામેઉલ કીતાબ અંબીઆએ મુરસલીનનાં' ટુકડો ટુટ ફુટ થઇને વશીઅ ફુજ્જતની સાથે આવી ગયા છે, જેને નબી મુરસલે અમારા સુધી પહોંચાડયું; પણ અસલ કીતાબમાં નથી પણ તેના ઇસ્તક-લાલમાં દુનીઆના લોકોએ એટલે દરજ્જે તસાલુમ મચાવી દીધું કે જ્યારે બુધ્ધિ કાંઇપણ કામ કરતી નથી. અમને જરૂર છે કે તેનો સમજાવનાર એવો માણસ હોવો જોઇતો, કે જે ભુલથી પાક હોય, અને જેની કીતાબ છે, તેની મરજી માફક સમજાવી શકતો હોય બુધ્ધિ કે જે દુનીઆમાં બુધ્ધિશાળીની બુધ્ધિ કહેવાય છે, દીનના ઇલમ, અને કુરાન પાકને માટે અમે મુફઇયદ નથી સમજતા; કેમકે અકલ ગમે તેવા સારા માણસની અને ગમે તેટલા હોય તોપણ તે ભુલને પાત્રતો છેજ અને જ્યાં ભુલ હોય, ત્યાં અમને વિશ્વાસ આવવો અશકય છે: માત્ર ઇમામજ મઅસુમ છે અને અમે ઇમામ વડેજ તમામ જરૂરીઆતોને હલ કરી શકીએ છીએ. ઇમામનો હુકમ અમારે માટે ખુદાનો હુકમ છે અને દરેક ઇમાનદાર મોમીન ઉપર તે ફરજ છે પછી તે સ્ત્રી હોય, પુરૂષ પણ તેણે કોઇપણ દલીલ વગર ઇમામનો હુકમ માનવો જોઇએ.

---

## ઈમામ ખુદાસે મુતકલ્લીમ હય–
## (ઈમામ ખુદાથી કલામ કરનારા છે.)

---

ઝાતે ઇમામ, ઝાતે વાજેબુલ વુજુદથી કોઇપણ વખતે એક ઘડી પણ અલગો નથી. તેવી રીતે મઝાહરથી ઇમામ કોઇપણ વખતે જુદો થતો નથી. સુર સામે હોય ત્યાં સુધીજ દર્પણમાં અકશ (પડછાયો) પડી શકે છે. ઇમામ અનવારનું દર્પણ છે અને નુરનું ઝહુરથી જુદા પડવું એટલા માટેજ નામુનાસિબ છે કે દુનિઆ એક સેકંડ માટે પણ મટી જવાને તઈયાર નથી. પહેલાં તો મુતકલ્લમમાં કલામ કરનારાઓના જુદા જુદા વાંધા છે. ખુદા જેવો મુતકલ્લીમ (કલામ કરનારો) છે, તે મુસા શું જાણે? જ્યારે ખુદા ઈમામની સામે, અને ઇમામ ખુદાની સામે નિરંતર હાજર રહે છે, ત્યારે કલામ થવું આ કેવી બુધ્ધિ કહેવાય? જે મુસાને

કામિલ નસીબ થાય તે જેહને હરેક પળે નસીબ છે. પછી તે મુતકલ્લમ કેમ ન હોય ?

## ઇમામ ઔર ઇલ્મે ગેબ—ઇમામ અને ગેબનું ઇલ્મ.

ઇલ્મે ગેબ એ એક અજીબ (નવાઇ જેવો) મસઅલો છે. કેટલાક અસ્હાબો માટે એક જગ્યાની ખબર બીજી જગ્યાએ ઇલ્મે ગેબ છે. કેટલાકની નજીક કશફ્ફલ્બ અને ઇસરારે ઇલમ ગેબ છે. કેટલાકની નજીક, ઇલ્મુલ મુબાદી, ઇલ્મુલ અફલાક, ઇલ્મુલ અસ્તદરાક, ઇલ્મેનુર, ઇલ્મહકાયક ઇલ્મ ગેબ છે. અને આ આમ—ગુયુબ ઇમામતો દર કિનાર દરેક માણસને પ્રાપ્ત છે. અલબત ઉલુમ હાસિલ કરવા માટે સિફાત મુજાહેદેહ, મુકરરરો સર્ફ કરવું ફરજ છે. અને આ અમુર જઝીયે કલીયેથી, આ તમામ ગેબ ઝેદ, અમરુ, બકર બધાને હાસિલ છે. રહી ગયું ખુદાનું ઇલમ કે જેને ઇન્સાનની બુદ્ધિ જાણી શકતી નથી. અલબત તેના કમાલથી શાન આ છે કે જ્યાં તે અક્સ પડે કામિલ થઇને પડે. તો પછી જ્યારે ઇમામ આયનએ તજલ્લા છે, અને બાએતેબાર ઇલમે ઇલાહી પણ સિફાતના તજલ્લામાં શામિલ છે તો પછી શું કારણ છે કે ઇમામને ગેબનું ઇલ્મ ન હોય ?

## અલ્લા હુમ્મે સલ્લે અલા મોહમદીન વ આલે મોહમ્મદ.

અલ્લા હુમ્મે જાર છે, જે તરકીબમાં ફાશલો નાખે છે "અલ્લા હુમ્મે સલ્લે અલા વ અલા આલે મોહમદ"નો અલા ફાશલે વાકેઅ થયો છે. આ હદીસ પ્રમાણે "અલા"ની સાથે જુદા કરાવવું હરામ ગણવામાં આવ્યું છે. કાલ રસુલુલ્લાહે સલામ; "મિન ફસલે બયની વ બયને

અલા બ અલી લમયનલ શફાઅતી" "એટલે જેણે મને અને મારી ઓલાદમાં "અલા"ની સાથે ફાશલો નાખ્યો તે મારી શિફાઅતથી મેહરૂમ રહેશે."

## તરીકે દઅવત.

કોઇ તરીકો એવા પ્રકારનો કદી પણ બરતવામાં આવતો નથી, જે વડે ઇન્સાનને મજબુર કરવામાં આવે, અથવા તેની અક્કલ અને ફીકરને બેકાર કરવામાં આવે પણ ઇસ્લામની તે ખુબીઓ કે જે મુસલમાનોને તવ્વર અને શનાહતે તસદ્દીકના માલુમથી તેને સમજાવવામાં આવે છે, જેથી કરીને ઇસ્લામનો શોખ તેના દીલમાં કાયમ રહે, અને શક ઉત્પન્ન ન થાય, આ તરીકાઓને ગુપ્ત રાખવાનું કાંઇ પણ કારણ નથી. પણ બેકારો જેવા મુલહિદ, અને કારદિલવાળાઓને ન બતાવવાનો હુકમ નથી, જે માત્ર કાલ અને મકાલને માટે, અથવા ગુમરાહીમાં, અથવા ગુમરાહી પેદા કરવા માટે પુછવા માગે છે. તાલેબને માટે તે કદી પણ છુપા રાખવામાં આવતા નથી. જો તે શોખની સાથે ખુદાનો તલબગાર હોય, અને એવો ઇરાદો કરે કે હું રાહે હીદાયત કબુલ કરવા અને તેને મેળવવા માટેજ આ પ્રયત્ન કરી રહયો છું.

## સબીલ હિદાયત.

કુરાન અને હદીસ, તેમજ ખુદા અને રસુલના હુકમો કે જેમાં ઇનસાનની બુધ્ધિને દખલ નથી, તેમજ દખલ કરવો પણ નકામો છે. મુસલમાનોએ તેમાં તાવીલ કર્યાથીજ ઇસ્લામની બરબાદી, અને દુનિઆની નઝાનું કારણ થઇ પડયું છે, ભેદ ભેદવાળાથી જાણવું જોઇએ. મારેફતના જેટલા પહેલુ છે, તેમજ હકીકતના જેટલા ઇનકશાફ છે, તે બધા ઝમાનાના ઇમામ મારફતેજ થયા છે. તેથી કરીને કુરાન અને હદીસને

પણ ઝમાનાના ઈમામના હુકમ પ્રમાણે માનવું જોઈએ અને અક્કલ તથા અભિપ્રાયને બાજુએ મુકીને ઇમામના હુકમના દૃઢ માનનારા થવું જોઇએ, જેથી કરીને ભુલ ન થાય. બુધ્ધિશાળીઓને માટે આટલો ઇશારોજ બસ છે, કે જ્યારે ખુદા અને રસુલના હુકમોમાં સંદેહ થઇ શકતો નથી, ત્યારે એકજ આયત અને એકજ હદીસના બે જુદા જુદા ફિરકાવાળાઓ જુદો અર્થ કેમ કરે છે? આ પ્રમાણે જ્યારે બધા જુદા જુદા અભિપ્રાયો એકત્ર થશે ત્યારે તેમાં એક ખરી અને એક ખોટી હશે સાચા જુઠાને ઓળખવું, એ કઠણ છે. જ્યારે વાત આ પ્રમાણે છે ત્યારે અમે આવા અભિપ્રાયોથી ખુદાના હુકમોને કેમ બરબાદ કરીએ? અમારી ફરજ છે કે અમે તેવા હુકમોના સબંધમાં એવા માણસને પુછીએ કે જે ખુદાના હુકમ વિષે જાણતો હોય. જ્યારે ખુદાએ પુસ્તક આપ્યું છે, ત્યારે તેનો જાણકાર પણ જરૂર હોવો જોઈએ અને જાણકાર પણ એવો હોવો જોઇએ કે જેને સદક (સાચુ) અને કઝબ (જુઠું) ઉપર એહતેમાલ નહિ હોય, અને તેવો જાણકારજ ખુદાતાલાના અહેકામો સમજાવી શકશે કે જે ખુદાએ આપ્યા છે. એટલુંજ નહિ પણ તે તેની ધારણા પણ યથાર્થ રીતે સમજાવી શકશે, અમે કહીશું કે નુબુવત પછીજ તર્ક શકિતએ દુનિઆને મેહજુબ, અને ઇસ્લામના કાયદાઓને પોતાની તાવીલોથી બરબાદ કર્યા છે; તેથી સામાન્ય બુધ્ધિને એક બાજુએ મુકીને ખુદાઇ અકકલ અને ઇમામના ઇલમને પોતાની મદદમાં લેવી જોઇએ. જેથી સિરાતલ મુસ્તકીમ (સતપંથ) પ્રાપ્ત થાય. આજે અમને કોઇ બતાવી શકશે કે ખુદાની હકીકત, અથવા અલ્લાહની મારેફતમાં કોણે ભાગ લીધો? અને લોકોને ફતેહમંદ બનાવ્યા? જો ઇન્સાફને મુકી દેવામાં ન આવે તો એહલેબેત સિવાય બીજા કોઇને બારણેથી આવી ભીખ મળી નથી. ઈસ્લામમાં જે દઉલત છે તે તઉહિદ અને મારેફતમાંજ સમાયલી છે. જ્યારે આ પ્રમાણે છે ત્યારે દુનિઆ એહલેબેત પાસેથી તે કેમ મેળવતી નથી? અને બાકીના સવાલો કે જે તેના મોહતાજ (આધાર રાખનારા) છે, તેના વિષે તપાસ કરવા ચાહે છે. બુધ્ધિ અને અભિપ્રાય એ બન્ને આમ વસ્તુઓ છે. અને આમને લાભ ત્યારેજ થાય છે કે જ્યારે તેના ઉપર કોઇ ખાસની નજર પડી જાય. એહલેબેત હુકમે ઇલાહીના રક્ષક છે. અને ખુદાતાલાએ તેમને એટલા માટેજ પુદા કર્યા છે કે તેઓ ઇસ્લામ ધર્મ અને તેના ઉદ્દેશને રક્ષણની

આથે લોકોને પહોંચાડે. જ્યારે આ પ્રમાણે છે ત્યારે એક રસ્તા પાસે નહિ જતાં સમસ્ત દુનિઆમાં પુછગાછ કરવી, અને ખરી ખોટી વાતોઓ જશ્થો એકઠો કરવો, એ ભુલ નથી તો છે શું ? કુરાન શરીફ અને હદીશના આમિલ (અમલ કરનાર) બનવું એ અમારું ખાસ કર્તવ્ય છે. તેમજ ખુદા અને રસુલના હુકમો આગળ માથું નમાવવું જોઇએ. પરંતુ ઝમાનાના ઇમામ, અથવા ખાસ જાણકારથી તેની માહીતી મેળવવી જોઇએ, જેથી કરીને ભુલ ન થાય. નાકિસની ઇબાદત પણ નાકિસ થાય છે. અને આ હિશામાં બુધ્ધિ અને અભિપ્રાયનો ગુલામ ખુદાના હુકમનો પાબંદ બિલકુલ થઇ શકતો નથી. બીજું જે માણસ એહલેબેતને મુકીને બીજાઓના મદદ લેછે તે ફતેહમંદ થાય કે ન પણ થાય તેનાથી ઉલટું એક જાણકાર, અને રસ્તાના ભોમીયાને સાથે લેવાથી, રસ્તાની મુશ્કેલીઓ, અને અજાણપણાને અંગે આવતી આપત્તિઓથી બચી શકે છે લોકો આ ભેદનેજ છુપો ભેદ કહે છે. પણ અમે કહીએ છીએ કે આ ભેદ છુપો નથી. પણ ખુલ્લો છે તમે જાણકાર અને રસ્તાના ભોમીયાની પાછળ જાઓ. રસ્તે જનારની પાછળ ન જાઓ જોકે તે પણ રસ્તા ઉપર તો ચાલી રહયો છે. પણ તે જાણતો નથી કે પોતે પહોંચશે કે કેમ ? જેને પોતાને આ પ્રમાણે શક હોય તેની મારફતે પહોંચવાની આશા અમે કેમ રાખી શકીએ ? રસુલ સઅઅમે ફરમાવ્યું કે હું દુનિઆમાં બે વસ્તુઓ મુકી જાઉં છું, જેને તમારે હાથથી ગુમાવવી જોઇએ નહિ જો તમે તે વસ્તુઓને નહિ મુકો, તો ખુદાપણ તમને નહિ મુકે ? તે બન્ને વસ્તુઓ એક કુરાન શરીફ અને બીજી આલેરસુલ છે. પછી કઇ વસ્તુએ મુસલમાનોને કુરાને પાક અને એહલેબેતનો સાથ મુકવાની ફરજ પાડી ? એહલેબેતનો સાથ દેવો એનો અર્થ કાંઇ એવો થતો નથી કે માત્ર તેમનાં શ્રમો તરફ અનુકંપા દેખાડવી અથવા જીભથી એમ કહી દેવું કે તેઓ ઘણા સારા માણસ હતા. કુરાન અને એહલેબેતને પકડી રાખો તેનો અર્થ એવો થાય છે કે તમે કુરાનના હુકામે મારા એહલેબેતના કહેવા પ્રમાણે માનો. મુસલમાનો એહલેબેત સિવાય બીજાઓ પાસેથી કુરાન શરીફ કેમ શીખ્યા, અને એહલે અને એહલેબેતને કેમ મુકી દીધો એક અકલમંદ માણસ નથી સમજી શકતો કે જે કિતાબનું શિક્ષણ ખુદાતાલાની મારફતે ઝમાનાના પેગમ્બરને થયું હોય, અને પેગમ્બરે એહલેબેતને તે સમજાવી દીધું હોય તે એક બીજા ગેર

આગુસથી શીખવામાં ભુલો ન આવે. નઉઝો બિલ્લાહ કિતાબમાં ભુલો આવી શકતી નથી. ભુલ પછી તે નાની હોય કે મોટી, પણ લાંબા સમય પર્યંત રહેવાથી તેનું ઘણું ખરાબ પરિણામ આવે છે. તમે દુનિઆના દરેક ધર્મની શોધ કરો, તો તેમાંથી જેટલા ઉસુલી ધર્મ હશે તે સર્વે સાચા હશે. આવી નાની નાની ભુલોનું પરિણામ એ આવ્યું કે દીનની હાલત ખરાબ થઇ ગઈ. સુફી લોકો મશ્ક ખ્યાલને માટે મુરસદોનું તસવ્વર કરાવે છે હિદુઓની માન્યતા પણ તેવી છે. તે મશક (પ્રેકટીસ)ની પણ હદ હતી, જેણે આગળ વધતાં વધતાં પુજનનું રૂપ લીધું, અને છેવટે મુર્તિપુજા શરૂ થઇ ગઇ, જેને ધર્મ સાથે કાંઈપણ સબંધ નથી. આજે હિંદુ ધર્મ મુર્તિપુજક તરીકે ગણાય છે, જેને ઇસ્લામ મુશરિક કહે છે. જો મુસલમાનો પણ કિતાબ, સુન્નત, અને એહલેબેત સિવાય બીજાઓથી સમજીને તોહીદ અને મારેફતના સવાલનો નાશ કરી ચુક્યા, તો તેમને પોતાના ઇસ્લામથી શો લાભ થવાનો હતો? જો તેઓ જાહેરી અરકાનના પાબંદ પણ થયા, તકવો પણ હાસિલ કર્યો, શરીરની સયાસત પણ શિખ્યા, પણ જો ખુદા ન મળ્યો તો પછી વળ્યું શું? ઇસ્લામ ખુદા અને બંદાઓ વચ્ચે ભોમીયો બનીને આવેલ, ઇસ્લામ મારફતે ઈલાહીનો વસીલો હતો. ઇસ્લામે મુસલમાનોને સમજાવી દીધું હતું કે તમારો ખુદા તમારી પાસેજ મોજુદ છે. "તાલેબુદ દુનીઆ મોઅન્નશ વ તાલેબુલ ઉકબા મશઉદ, વ તાલેબુલ મવલા મહમુદ" પછી તે મઉલાની તલબ ક્યાં ગઇ? કુરાન શરીફમાં ખુદાતાલાએ પોતાની મારેફત અને હકીકતનો વાયદો કર્યો હતો. તો પછી મુસલમાનોએ કેટલાક સ્વાદ અને કેટલીક શેહવતો બદલ ધર્મને કેમ મુકી દીધો? એમાં કાંઇપણ શક નથી કે ખુદાતાલાએ સારા કામોની સાથેજ જન્નત દોઝખ અને નજાતનું વર્ણન કર્યું હતું. આ બધી નેઅમતો મોમિનોને ઇનામ દાખલ છે. પણ મોમિન થવાની અગત્ય છે. મોમિન તેનું નામ છે કે જે ખુદાનો તલબગાર હોય, અને પોતાને મારફતે ઈલાહીને માટે તઇયાર કરે. અમે માત્ર કેટલીક લઝઝતો (આસ્વાદ)ને માટેજ જન્મયા નથી. ખુદાના રસુલે મારફતે ઇલાહીના અમને વાયદા કર્યા છે. અમે ખુદાના તાલિબ છીએ, માટે અમારે તલબના રસ્તા શોધવા જોઇએ. તલબના રસ્તા કાંઇ અમારાથી છુપા નથી. ખુદાની મહેરબાની છે કે તેણે અમને બધા રસ્તા દેખાડયા. જો અમે તેનો ઉપર ન ચાલીએ

તો તેમાં અમારો દોષ છે. "ફિલઅરદે અયાતુલ મોમિનીન" જમીનની અંદર નિશાનીઓ છે. "ફી અન ફુશેકુમ અફ્લાત બસરૂન" તમારામાં ફરી તમે કેમ જોતા નથી? "સનરી કુમ આયતેના ફિલ અફાકે, વફી અન ફુસેકુમ હતાયત બઈયન લહુમ ઈન્નલ હક" ટુંક વખતમાં અમે અમારા નમુના દુનિઆમાં, અને તેમના પોતાના પ્રાણમાં દેખાડી દઈશું, જેથી ખરી વાત તેમના જાણવામાં આવે. "મિન કાન ફી હાઝા અઅમા, ફહોવ ફિલ આખરતે અઅમા વ અઝલ્લ સબીલા,' જે આ દુનિઆમાં આંધળો રહેશે તે તે દુનીઆમાં પણ આંધળો રહેશે, અને માર્ગથી દુર પડી જશે. "ઈન્નલા કુલ્લે શયઈન ખલકનાહી બકદ્" દરેક વસ્તુ એક અંદાજા ઉપર પેદા કરવામાં આવી છે. દુનિઆમાં સઉથી વધારે અહમ ઇન્સાનની હસ્તી છે. ઇન્સાનમાં બે ખાશીયતો છે. એક બારજી, અને એક બાતેની. જ્યાં સુધી તે બન્નેથી માહીતગાર ન થાય ત્યાં સુધી ઇબાદત (પ્રાર્થના) થી કાંઇ પણ લાભ થતો નથી. અલ્લાહતાલાએ અમને બુદ્ધિ એટલા માટેજ આપી છે કે અમે તેને સમજીએ. અને ઝમાનાના ઇમામથી તેની તપાસ કરીએ. "મન અર્ફ નફસેહી ફકદ અર્ફ રબ્બેહી" જેણે પોતાની હકીકત અર્થાંત કાયનાતને ઓળખી તેણે ખુદાને ઓળખ્યો. આ કારણથીજ કાએનાતની હકીકત તે પોતાની હકીકત પણ છે,

## અસરારે ઇન્સાની—અસરારે આલમ.

નજાસત (નાપાકી, અપવિત્રતા) સઉ કરતાં મોટી નજાસત બોલ અને બરાઝની છે. બોલ અને બરાઝમાં માત્ર મહલ ધોઇ નાખવું, અથવા સાફ કરી નાખવું એ ફરજ છે. તો પછી જનાબત (સ્ત્રી સંગ) નો ગુસલ (સ્નાન) કેમ વાજીબ ઠર્યું? આમાં એ ભેદ છે કે તે ટીપું જે અનવાર શહુદથી કરીન અને સરફરાઝ છે, રબ્બુલ ઇઝઝતની પવિત્રતાનો એક ભેદ છે. તે અફશાએ રાઝ ઉપર નફાસત અનવારી કફ્ફારા રુપે છે. પાણી તેનો કફ્ફારો છે, જેથી ભેદ ભેદના પડદામાં નુરૂન અલા નુર બન્દએ કાએનાત થાય.

## સવાલ.

ઋતુવાળી સ્ત્રીએ રોઝા કઝા (મુકી દેવું) શા માટે કરવા ? ખુદાએ મખલુકને છ દિવસમાં કેમ ઉત્પન્ન કરેલ ? સિરાત કોને કહે છે ? કરામત કાતેબીન કોણ છે ? જમીન કેવી રીતે બદલવામાં આવશે. જહન્નમનો અઝાબ કેવો છે ? સાત સ્વર્ગ, અને નર્ક કેમ અને કેવાં છે ? ઝકુમનો ઝાડ, દાખુલ અર્ઝ, દોસુલ શયાતીન, શજર મલઉન ત્રણ ઝેતુન અને હર્ફે મકતઆત શું છે ? સાત ઝમીનો અને બાર મહિના કેમ છે ? કુરાન શરીફ અને હદીશ અનુસાર વર્તવાથી કેવા કેવા લાભ થાય છે ? જરૂરી ફરજો કઇ કઇ છે ? રુહ (આત્મા) કયાં છે ? અને તે કોને કહે છે ? ઇન્સાન શું છે ? હવા આદમની પાંસળીમાંથી કેમ ઉત્પન્ન થયા. આલમ સગીરેહ (નાની) અને કબીરેહ (મોટું) શું છે ? ઇન્સાન ઉભો કેમ ઉત્પન્ન થયો છે ? હાથ પગમાં દશ દશ આંગળાં કેમ છે ? દરેક આંગળીના ત્રણ ભાગ કેમ છે ? અને અંગુઠામાં બે સાંધા શા માટે છે ? ચહેરા (મુખ)માં સાત સુરાખ (કાણા) કેમ રાખવામાં આવ્યા ? પીઠના હાડકાઓમાં બાર કડીઓ શા માટે છે ? આખા શરીમાં માત્ર બે કાણાજ કેમ છે ? ગરદનમાં સાત કડીઓ કેમ છે ? ગરદનનો આકાર "મીમ" જેવો કેમ છે ? રૂકુમાં "લામ" કેમ થઇ જાય છે ? આટલાં બધાં હાડકાં શા માટે છે ? આટલા બધા દાંત શા માટે છે ? એટલા બધા વિભાગો, અને આટલી બધી રગો શા માટે છે ?

## અલ જવાબ મએ અલતશરીહ.

### ( જવાબો. )

૧—રોઝે મસલેહતકાએ અનવારમાંથી શેવહે રુહાની છે. બધા વિભાગો (અવયવો)માં શ્વાસ (દમ)ની સાથે તે મસ હાસિલ થવું જોઇએ કે જેમાં ટીપું ટીપું શહાદત ઝાત પાકમાં સુબુદ ઝાત અને સિફાત હોય.

રૂતુવાળી સ્ત્રીમાં લઝઝાત અને શેહવતનું ગુપ્તપણું ફના થઈ જાય છે. અને શરીયાન દમ તે ફનાની સાથેજ, ગલીઝ (મેલું) નજિશ (નાપાક) અને અપવિત્ર થઇ જાય છે. ખુદાતાલાએ દરેક વાતનો ઇન્તેઝામ (બ્યવસ્થા) કર્યો છે અને શરીઅત જાણનારાઓએ, જ્યાં સુધી આ સઘળી નાપાકીઓ દુર ન થાય ત્યા સુધી નમાઝ રોઝા મુલતવી રાખવાની આજ્ઞા કરી છે, જેથી હકીકતે અનવારમાં કાંઇ નુકસાન ન પહોંચે ? પછી તેને માટે કઝા જે એક ગુનાહ સમાન છે, તે કૃપા કરીને માફ કર્યો.

૨—આરંભ અને અંત એવા બે પ્રસંગો છે. અને દરેક પ્રસંગને માટે સમય નિમેલો હોય છે. દરેક પ્રસંગને બે કસરતો છે. આ પ્રમાણે બે વકઝોને ચાર કસરતો છે. એક અને એક બેવકઝા, અને બે+બે=ચાર બધા મળીને છ દિવસ થયા, કે જે દુનિઆની ઉત્પન્તિના દિવસો છે. બ્યવસ્થાનું પહેલું પ્રકરણ અહીંથીજ શરૂ થાય છે.

૩—કરામન કાતેબીન ફવાએ મજલાએ અકમલને કહે છે. એક ખાસ વાત પહેલાં સમજી લેવી જોઇએ, જે તે અમે પહેલાં ઘણી દલીલો સાથે લખી ચુકયા છીએ. દુનિયામાં નજલ્લાએ ઇલાહીનો જશ્ન જહતથી ઝુહુ- રમાં આવ્યો છે. તે નફસ ઇમામ છે. અને ઇમામતજ દુનિઆનો મરકઝ છે. તે જે આલમમાં પેદા થઈ છે તે નફસી ઇમામનેજ થઈ છે. અને ઇમામના ઇરાદા વિના કોઈ સારૂં નરસું કામ ઝુહુરમાં આવી શકતું નથી. વરસના બાર મહિનામાં મેહસુસાત અફઆલીમાં એવી હસ છે કે જેમાં તઈન સિફાતની જાહેર દલીલ પેદા થાય. વરસ એક છે, અને તે બાર મહિનામાં વ્હેંચાએલું છે. સામત એક છે, સામતની સાથે બાર માગુસ બીજા છે. ઇશારાત યકીનનો જાહેરી છેડો છે. ઈલમુલ બ્યાનમાં જે વસ્તુથી રૂહાનીયત પેદા થાય છે તે આંગળીઓ છે. આંગળીઓ જે અમલની સાક્ષી આપે છે તે ઇમાન છે. આંગળીઓમાં બાર કકડા છે કે જેના ઉપર વહેદત અને સિફાત. અંગુઠાની બે કડીઓ મજકુર નિશા નીઓના સાક્ષી રૂપ છે. અને બે ગવાહોને હુજ્જત રૂપે સમજવું જોઇએ. "નતક ઇહલત મિમબેઅ દિમાગ" છે. અને નતક પોતે પોતાની રૂહ અજ- સામથી સાક્ષી આપે છે; જેમાં સાત કડીઓ છે, જે સાત નાતેકાની શહાદત છે. જે આઇમએના જાનશીન (જગ્યાએ બેસનાર) છે. સાત અરકાન નમાઝ, રોઝા, હજ, ઝકાત, ખુમ્સ, હજ, વઝુ વિ૰ છે.

વઝુ—વઝુ તે રૂહાની બાબત છે કે જેનાથી નાપાકી દુર થઇ જાય છે. આ તજદીદ તસદદીક (સચ્ચાઇ)ના વધારાના કારણરૂપ હોવાથી વઝુ કરવાનું પરિણામ અરકાન અદા થવામાં આવે છે. અને અરકાનની રૂહે રવાન આચાઓનું યકીન છે. આ કારણથી વઝુ માત્ર અરકાન અદા કરવાનુંજ નામ નથી,

તઇમ્મુલ—કાયમ મુકામ વઝુ છે. કાયમ અને કાયમ બિઝઝાતમાં બન્ને એક છે. આ કારણથી વઝુ અને તઇમ્મુના હુકમો બરાબર માનવામાં આવે છે, માત્ર તઇમ્મુલમાં એટલોજ ફેર છે કે રૂખ રિઆયત અને ઇન્આમની સાથે અંજામ આપવામાં આવે છે, જે કફારો છે, તે પાકીનો કે જેને વઝુ કહેવામાં આવે છે.

તો હિફઝ અસબાબ રૂહાની, અને તસદદીક યકીન અને એહતેરામ નફસને માટે છે. તબલીગમાં પ્રશાઅતનું નુર માત્ર ઇમામતનુંજ નુર છે, આટલા માટે રોઝા રાખવા તે ઇસરારે ઇમામત સુધી પહોંચવાનુ છે.

ઝકાત—તજલીયે અને તજલ્લાને ગેરથી ઇન્કાર કરવા સમાન છે, જેનાથી પવિત્ર નફસના પ્રશ્નનું નિરૂપણ થાય છે, નફસ એક પવિત્ર દર્પણ સમાન છે કે ઇમામ રૂપી ચંદ્રને વગર વિઘ્ને જોવાની રીત ઉત્પન્ન થઇ.

નમાઝ જમાઅત સાથે અન્તબા છે, જેથી કરીને જમીઅતની સાથે ઇમામની હમીયતથી લાભ થાય. કાબા શરીફ નશુર પેગમ્બરની નિશાની રૂપ છે. બાબતે ઝિલ્લત છે, જ્યાંથી નકુશે ઇમાની થાય "ઇન્ના મદી નતુલ ઇલમે અલી બાબેહા" આ મુકામમાંજ તશબીહ છે. મુજલીયાતને માટે કાયનાતનો લુઝિમ્મે થાય છે. કલ્બ રિસાલતની મતલબ સફા (આરામ) છે.

મુર્દેહ—મઅમુન છે, અને મઅમુન તેમજ વારેસત ઉપર મોકુફ છે. મુર્દેહ મુરાદ ઇમામની ઝાત છે.

## જવાબ મુજમમિલ.

હર ઇમામ સામતની સાથે બાર નિશાનીઓ છે. બાર મહિનામાં ઇન્સાનો વુજુદ બાર હિજાબ મિસાલ જમીન છે. ચૌરે આંગળીઓ બેટ ૨૫ છે. તેમાં બાર કકડા બાર હુજ્જતો છે. ગરદનની સાત કડીઓ સાત નાતેકોની શહાદત છે, જેનો ઝુહુર આકાશ, પૃથ્વી, સમુદ્ર, અઠવાડીઆના દિવસો, કવાકિબ, સઇયારો વિ. છે. તેજ પ્રમાણે ચેહરામાં સાત કાણા છે, નમાઝ, રોઝા, ઝકાત, ખુમ્સ, હજ, જિહાદ, તહારત. વઝુ, રૂહાની ઇરાદો છે, જે સાચાની સચ્ચાઇ જાહેર કરે છે. જેનો ગાલીબ નતીજો મયમનત ઇમામ છે. તઇમુમએ "મિન્ન વજહે" મજબુરી છે, જેનું પરિણામ હઝરત ઇમામાં તસદીક અલવી છે. ત્રીજું હિફાઝત (રક્ષણ) કલ્બ રુહાની છે, જેમાં ઇસરારે ઇમામતનો ઝુહુર હોય. ઝિના (સ્ત્રીસંગ)માં તજદીદે ઇઝહાર બે મહલના કારણથી છે. ગુશલ અબદીઅત મુવાફીક અને પવિત્રતાનો ઇશારો છે. ઝકાત અથવા પવિત્ર નફસ મુરાદ છે. જમાઅતની સાથે નમાઝ પઢવી તે ઇમામની તાબેદારીનું ચિન્હ છે. કાબા શરીફની ઇઝઝત નશુર પેગમ્બર છે. બાબ ઝાતે અલઇયા છે. સફા, કલ્બ, રિસાલત, મુર્દૈહ, વસાએબ, વસી મુજદદ અને વસી સાત છે. મુજદદને નાતેક અને વસીને સામત કહે છે.

પહેલા નાતેક—આદમ છે, જેમના સામત હ. શીશ અ.

બીજા નાતેક—હ૦ નુહ, અ. તેમના સામત હ. શામ અ.

ત્રીજા નાતેક—હ૦ ઇબ્રાહિમ, અ. તેમના સામત હ. ઇસ્માઇલ ઝુબી અલ્લાહ.

ચોથા નાતેક—હ૦ મુસા. અ. તેમના સામત વસી અવ્વલ હારૂન અ.

પાંચમાં નાતેક—હ૦ ઇસા, અ. તેમના વસીઅ શમઉન.

છઠ્ઠા નાતેક—જનાબ મહમદ રસુલુલ્લાહ સલ્અમ તેમના વસી હઝરત અલી અલય હિસ્સલામ છે. તેમના પછી હઝરત ઇમામ હુશૈન અ. તેમના પછી હઝરત ઝેનુલ આબેદીન અ. તેમના પછી મહમદ બાકેર, અ. તેમના પછી મહમદ જાફર, અ. તેમના પછી ઈસ્માઇલ બીન

જાફર, અ. તેમના પછી અલી સલામુલ વક્ત, ઇમામુલ વકત, ઇમામુઝ ઝમાન, ઇમામ ઝાહેર અને ઇમામ આખેરૂઝ ઝમાન.

તેની પહેલાંનો સિલસિલો (હારમાળા) આજ સુધી મોજુદ છે. ઇમામ ઝાહેર સુધીનું પેઢીનામું સિલસિલાવાર આપવામાં આવે છે. હઝરત સઇયદના ઇસ્માઇલ બીન જાફર, હઝરત મહમદ ઇબ્ન ઇસ્માઇલ, હઝરત વફી, હઝરત તકી, હઝરત રઝી, હઝરત મેહદી, હઝરત કાયમ, હઝરત મનસુર, હઝરત મઅઝ બિલ્લાહ, હઝરત અઝીઝ, હ૦ હાકેમ, હ૦ ઝાહેર, હ૦ મુસ્તન સર બિલ્લાહ, હ૦ નઝાર, હ૦ મોહતેદી, હ૦ કાહેર, હ૦ ઝકરીયા સલામ, હ૦ અલી, હ૦ ખુદાજલાલ, હ૦ રૂકનોદીન, હ૦ શમ્સ, હ૦ કાસમ, હ૦ સલામશાહ, હ૦ મહમદ, હ૦ મુસ્તન સર બિલ્લાહ, હ૦ અબદુસ સલામ, હ૦ ગરીબ નઝાર, હ૦ બુઝર, હ૦ મુરાદ, હ૦ કાસમ, હ૦ ખલીલ, હ૦ હસન, હ૦ અલી, હ૦ આગાઅલી, અને આજે હઝરત સઇયદના મઉલાના આગા સર સુલતાન મહમદશાહ સાહેબ ઉર્ફે સલમુલ્લાહ ઇમામ ઝાહેર અને ખરા વસીઅ છે.

## દીન હનીફ.

કુરાન પાક તે કિતાબ છે, જેમાં ખુદાતાલાનો વાયદો છે, "લા રતબા, વ લા યા બસ ઇલા ફી કિતાબ મુબીન" એમાં બન્ને દુનિઆના કાનુન, અને રહેમતનો પુરતો અસબાબ મોજુદ છે. કુરાન શરીફના જાણનારને દીન દુનીઆ બન્ને હાસીલ છે, પણ નવાઇ જેવી વાત છે કે કુરાને શરીફના જાણનાર આમ તેમ ભટકતા નજર આવે છે, તેનું કારણ એ છે કે કુરાન પ્રાપ્ત કરવામાં ભુલ થએલી છે, જો કુરાન કુરાનના હામિલથી પઢવામાં આવે તો આ ભુલો, આ મજબુરી, આ ભીખારીપણું કદીપણ લાગુ પડી શકતું નથી, કુરાનનો હામીલ તેજ માણસ છે કે જેની જ્યોતીથી પુર્વ અને પશ્ચિમ પ્રકાશીત થઇ ગયું છે.

## હીકાયત.

મથુરામાં એક વાણીઓ હિંદુ લોકોના રીવાજ પ્રમાણે દરરોજ સવારે જમના નદીમાં ન્હાવા માટે જતો હતો, આ વાણીયાને મુસલમાનોની સોબતનો સારો લાભ મળ્યો હતો, એક દીવસે વાણીઓ ન્હાવા માટે ગયો, સુર્યોદય થએલો ન હોવાથી સ્હેજ સ્હેજ અંધારૂં હતું, અને ગરમીની મોસમ હતી, જતી વખતે તો તેણે કાંઇપણ જોયું નહી. ન્હાઇ ને પાછા ફરતાં અજવાળું થએલું હોવાથી તેની નજર કપડામાં વિંટાએલા એક પુસ્તક ઉપર પડી, તે પ્રસ્તુત પુસ્તકને પોતાને ઘેર લઇ આવ્યો, ઉઘાડીને જુએ છે તો તેમાંથી કુરાન શરીફ નીકળ્યું, વાણીઆએ તો માની લીધું કે મને આ પુસ્તક જગતકર્તા તરફથીજ મળ્યું છે, વાણીયાએ પોતાના ઘરમાં એક ઉંચો ગોખલો હતો, તેને શણગાર્યો. અને એક કિમતી રેશમી લુગડામાં કુરાન શરીફ વિંટાળીને ગોખલામાં મુકયું, અને દરરોજ રાતની વખતે લોબાન અંતર વીગેરેની ધુપ દેવા લાગ્યો, અને સવારમાં ઉઠીને ન્હાયા પછી તેને એક વાર જોઈ જતો, કુરાન શરીફની બરકતથી વાણીયાના ભાગ્યનો ઉદય થયો, અને થોડાજ વખતમાં ધનવાન થઇ ગયો. સારો માણસ પોતાની અસલ સ્થિતીને જલદી ભુલી શકતો નથી. તેજ પ્રમાણે વાણીયાએ પણ પુન દાન સારી રીતે કરવા માંડયું, મુખ્યત્વે કરીને દુર દુરના શહેરમાંથી હાફેઝોને બોલાવી તેમને મન માન્યું દાન આપતો હતો.

તેના આ પુણ્ય દાનની વાત આખા સહેરમાં પ્રસરી ગઇ, એક દહાડો એક હાફેઝ સાહેબ તે વાણીયા પાસે ગયા, અને પોતાની માગણી રજુ કરી. વાણીયાએ પ્રશ્ન પુછયો, “મીયાં સાહેબ ! આપ કોણ છો ?” જવાબમાં હાફેઝ સાહેબે પોતાની ઓળખાણ આપી, એટલે વાણીયો પુષ્કળ હસયો, અને હસતા હસતા જવાબ આપ્યો, “મીયાં, આપ હાફીઝ હો એવું મને તો લાગતું નથી.” હાફેઝ સાહેબે કહ્યું કે “હું હાફેઝ છું” ફરી વાણીયો બોલ્યો “મીયાં સાહેબ ! જો તેમ હોય તો હું આપની આજ્ઞા માથે ચઢાવું છું. પરંતુ હજી પણ આપ હાફેઝ હોવા વિષે મને તો શંકા છે.” આ વાત સાંભળીને હાફેઝ સાહેબને ઘણો ગુસ્સો ચઢયો

અને ગુસ્સામાં ને ગુસ્સામાં તેમણે કહ્યું, "શેઠજી! જો તમને મારી વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય તો ભલે હું પરીક્ષા આપવાને માટે તઇયાર છું તમે કહો ત્યાંથી હું કુરાન શરીફનું પઠન કરૂં." વાણીઆએ જવાબ આપ્યો "મીયાં સાહેબ! એ ઠીક છે પણ હું કુરાન શરીફ ભણેલો નથી કે તમને સાંભળી શકું." "તો શા આધારથી મારા વીષે શંકા ઉપસ્થિત કરો છો?" હાફેઝ સાહેબે કહ્યું. વાણીયાએ કહ્યું, "હું તે સારી રીતે જાણી શકું છું, સાંભળો સાહેબ, હું એક ગરીબ વાણીઓ મોદીનો ધંધો કરનાર માણસ છું, પરંતુ મારા ઘરમાં કુરાન શરીફની એક પ્રત હોવાથી તેનાજ પ્રતાપ વડે હું ધનવાન થયો છું, નતો હું તેનું પઠન પાઠન કરૂં છું, કે નતો તે મને વાંચતા આવડે છે, આ પ્રમાણે જ્યારે માત્ર પાસે રાખવાથીજ હું આવી સ્થિતીએ પહોંચ્યો છું, તો આપ કુરાન શરીફ જાણુતા હોવા છતાં આવી સ્થિતીમાં કેમ રહ્યા? એ સમજી શકાતું નથી." વાણીઆના આવા ઉદ્‌ગારો સાંભળીને હાફેઝ સાહેબ સરમાઇને ત્યાંથી પલાયન થઈ ગયા, અને બાકીનું આયુષ્ય ધર્મ કાર્યમાં વ્યતીત કર્યું, થોડા સમય પછી વાણીઆને હાફેઝ સાહેબનું સ્મરણ થયું, અને પોતે તેમની સાથે જે વતર્ણુંક ચલાવી હતી, તેને પશ્ચાતાપ કરવા લાગ્યો અને હાફેઝ સાહેબની ક્ષમા ઇચ્છવા માટે તેમને ઘેર ગયો અને હાથ જોડીને કહ્યું "કૃપાનાથ! કૃપા કરીને મારો દોષ ક્ષમા કરો. આપને જેટલા રૂપીઆ જોઇતા હોય તેટલા આપવાને માટે હું તઇયાર છું." મોલવી સાહેબે હસીને જવાબ આપ્યો "હવે મને રૂપિઆની જરૂર નથી મારે માટે ધર્મ પુસ્તક પુરતું છે." અસલ વાત એ એમ કે લોકો કુરાન શરીફની તિલાવત કરે છે, પણ કુરાન શીખવનારથી શીખવાનો પ્રયત્ન કરતા નથી. કુરાન પાકમાં એક શ્લોક છે કે "વલકુલ્લ કોમ હાદ" "અમે દરેક કોમને માટે હાદી ઉત્પન્ન કર્યો છે." જો અમે પુછીએ કે હિંદુ લોકોમાં કયા કયા હાદીઓ છે? તો જવાબ આપશે કે કુરાન શરીફમાં આ વિષે નક્કી થએલું નથી. જો કુરાન શરીફથી નમાઝની દલીલ માગવામાં આવે તો તે પણ આપી શકતા નથી. કેમકે તેઓ નતો ઇમામની શોધ કરે છે, કે નતો તેને પ્રાપ્ત કરે છે. નતો તેમને કુરાન આવડે છે કે નતો તેઓ તે શીખવાનો પ્રયત્ન કરે છે. જેના ઉપર ઇમાન રાખે છે, તેમને જાણુતા સરખા પણ નથી. ધર્મની સાચી સેવા ત્યારેજ બજાવી શકાય છે કે જ્યારે હિંદુઓના પેશવાઓ

વિષે તેમને કાંઇ માહીતી હોય, અને તેમનાજ ધર્મના દાખલાઓ આપી ને તેમને ઇસ્લામ ધર્મ શીખવી શકાય. કારણ કે તેમનામાં પણ હાદી આવેલા હોવાથી તેમનું શિક્ષણ પણ કદાચ ઇસલામ જેવું હોય. ઇસલામ તો શરૂઆતથી તે અંત સુધી તેને તેજ રહેશે. અને કયામતના દિવસ સુધી તેજ રહેશે જો કાંઇ ભુલો થઇ હશે તો ઇસ-લામનો પ્રકાશ તેને દુર કરી નાખશે. ઇસમાઇલીઓ હિંદુ ફિલો-સોફી પ્રમાણે ઇસલામને સાબીત કરે છે. અને તમ્મતે ઇસલામને હિંદુ લોકોના કાયદાઓ સાથે મેળવીને એવું પુરવાર કરે છે, કે હિંદુ અને ઇસલામ ધર્મમાં માત્ર ધર્માંધપણાનીજ ભુલો છે. નહિ તો શિક્ષણમાં લેશ માત્ર ફેર નથી. આનું પરીણામ એ આવે છે કે જ્ઞાની અને અજ્ઞાન તેના ઉપર વિચાર કરીને ઇમાન લાવે છે. આમ કરવાથી બે લાભ થાય છે. એક તો ઇસલામ ધર્મમાં વધારો થાય છે; બીજું હિંદુ ધર્મમાં જે કાંઇ ખુબીઓ હોય તે ઇસલામમાં આવી જાય છે. કુફરનો જુલ્મ મટી જાય છે, અને તોહીદ તથા મારેફતમાં વધારો થાય છે. રહી ગઇ આ શરત કે વેદશાસ્ત્રના સારા ઉસુલો કુરાન શરીફ અને બીજી આસમાની કિતાબોના મુતાબિક હોવાનું પણ મુસલમાનો ન માને તો તેમને ઇખ્ત્યાર છે.

## મઝહબે હુનુદ—હિંદુ ધર્મ.

હિંદુસ્થાનમાં જે હિંદુઓ છે, તે કદાચ તે નહિ હોય કે જેમના ઉપર વારંવાર ખુદાતાલાની લઅનત (ધિક્કાર) ઉતરી હતી. જે મુર્તી-પુજકો અરબસ્તાન, મક્કા શરીફ અને શામમાં હતા તેઓ જુદા છે. આ હિંદુઓ નતો લાત મનાતને પુજે છે, નતો ગઝે અને નાલેને. તેમના ધર્મમાં પણ એવી અજ્ઞાનતા નથી કે જે રિસાલતના સમયમાં મુર્તીપુજ-કોમાં હતી. તેઓનો ચમત્કાર જોઇને પણ ખુદાતાલાનો ઇન્કાર કરતા હતા. તેઓ જાણતા હતા કે નબી સાચા છે, તેમ છતાં પણ દીન ઇમા-નને આન બાન ઉપર કુરબાન કરી નાખતા હતા. આ હિંદુઓ તે હિંદુઓ છે કે જેઓ પહેલાંથીજ બુધ્ધિશાળી હતા. રિસાલતને

સો વરસ પણ નહિ ગુજર્યાં હોય એટલામાંતો અમને હિંદુસ્થાનના હિંદુઓના ઇલમો ફઝલના હાલ માલુમ પડી ગયા હતા. તેમનામાં ફિલાસોફી હતી અને ખુદાતાલાનું ઇલમ પણ હતું. તેમનામાં હિદાયતનો રસ્તો પણ મુકરર થએલો હતો અને એટલે દરજ્જે હકશનાશ હતા કે રસુલે મકબુલ સલ્લમના કાગળની તેમના એક રાજાએ સચ્ચાઇ માની હતી. દુનિઆમાં દરેક માણસની સ્થિતિનું દર્પણ તેના કારરવાઇઓ છે, અને ઇતિહાસથી સિધ્ધ થાય છે કે એ લોકોમાં મોટા મોટા કસબ કરનારાઓ થઇ ગએલા છે અને તે લોકોએ દર્સ અને તદરીશમાં જેટલી સંપુર્ણતા પ્રાપ્ત કરી છે, તેટલી બીજી કોઈપણ કોમે ભાગ્યેજ કરી હશે. તેમાંના કેટલાકે પોતાનું આયુષ્ય આત્મિક વિદ્યામાં વ્યતિત કર્યું છે અને જે કમાલાતો તેમના ઇતિહાસમાં વર્ણવામાં આવ્યા છે, તેઓ ગમે તેટલા અવિશ્વાસનીય હોય તોપણ તેમનામાં અસલીયત કાંઇક છેજ. તેમનામાં પણ ધર્મ પુસ્તક છે. ખુદાનો આ વાયદો છે કે તેણે દરેક કોમમાં એક હાદી ઉત્પન્ન કર્યો છે, તો કદાચ એમનો દાવો સત્ય પણ હોય; વેદનો જાણનાર એટલું તો અવશ્ય કહેશે કે પ્રસ્તુત પુસ્તકમાં જે કાંઇ લખવામાં આવ્યું છે તે ઉસુલને અનુસરતા છે અને એક શબ્દ પણ એવો નથી કે જેથી અમે તેને ખરાબ કહીએ; જ્યારે અમારી પાસે બેએબ કિતાબ છે, ત્યારે અમારી પાસે કઇ દલીલ છે જેથી અમે તેમની કિતાબોને ખરાબ કહીએ ? !

---

## બુત પરસ્તી–મુર્તિપુજા.

---

મુર્તિપુજા એ ખરેખર એક ઘણી ખરાબ વસ્તુ છે. પણ કોણ જાણે એ કેવો રોગ છે કે દરેક ધર્મ થોડા સમય પછી મુર્તિપુજક થઇ જાય છે. દુનિઆમાં જેટલા ધર્મો છે, તેટલા બધા થોડા ઘણા અંશે મુર્તિપુજક છે. તેમ છતાં કોઇ એમ નથી કબુલ કરતું કે અમે મુર્તિ પુજીએ છીએ જો એક ધર્મના માનનારાઓ મુર્તિપુજા કરતા હોય, પણ તેમાં મુર્તિપુજાની આજ્ઞા ન હોય તો તે ધર્મ ઉપર તેવો આરોપ

મુકવો નકામો છે. એટલે મઝહબના સબંધમાં જે ઇચ્છો તે કહેવાય. પરંતુ હિંદુઓના ધર્મમાં પણ કોઇ ઠેકાણે મુર્તિપુજાને વાજબી ઠરાવેલ નથી. અને ધર્મના સારા જાણકારોએ પણ મુર્તિપુજા કરી નથી. અલબત ઇસ્લામ આ બાબતમાં બધા કરતાં શ્રેષ્ઠ છે, તેમાં મુર્તિપુજાને માટે એવો તો સર્વોત્તમ પ્રતિબંધ રાખવામાં આવ્યો છે કે, તેવો ભાગ્યેજ કોઇપણ બીજા ધર્મમાં જોવામાં આવશે. ઇસ્લામે મુર્તિઓનું સંઆર જોવાનું પસંદ કર્યું નથી પણ તેમની સાથે લડાઈ ટંટો કરીને, અને તેમનો પરાજ્ય કરીને ખુદાઇ રાજ્યની સ્થાપના કરી છે. તેથી વિરૂધ્ધ હિંદુ લોકો પોતાના ધર્મમાં મુર્તિપુજાનો પ્રચાર થતો અટકાવી શક્યા નહી. અથવા જો બીજા શબ્દોમાં કહેવામાં આવેતો હિંદુ લોકો મુર્તિપુજાને એટલે દરજજે વધી જતી અટકાવવામાં કેવળ બેદરકાર રહયા. તેઓ એટલું પણ સમજતા ન હતા કે આ મિકાસે અમલ, આ તસ્વીરે મુરશદી, જે કેટલેક દરજજે નજર, એહસાસ અને કલબને ઠોકર મારનારો ઉપાય છે તે એક દિવસે "ખુદા" બની બેશશે. ખરેખર આ તેમની એક ભુલ છે, જે નક્શે મઝહબ ઉપર આરોપણ થઇ શકતી નથી. કેમકે ધર્મે મુર્તિપુજાનો ઉપદેશ આપ્યો નથી. જો અમે આ આમ–ભુલને કે જે ખાસ લોકોમાં પણ જોવામાં આવે છે, તેને પકડવા ધારીએ તો તે અમને પણ મુર્તિપુજક કહી શકે છે. અને ખરૂં તો એ છે કે અમારામાં પણ તેમના કરતાં કાંઈ ઓછા મુર્તિપુજકો નથી.

મંદિર એક મકાન છે, જેમાં કોઇ મહાત્માની મુર્તિ રાખવામાં આવી છે. તેના ઉપાસકો ત્યાં જઈને તેને સિજદો કરે છે. મુસલમાનો પણ ચાર દિવાલોની વચ્ચે એક ચાર ફીટ લાંબી કબર કે જે તેજ પથ્થરો વડે બનેલી હોય છે તેના દર્શન કરવા માટે જાય છે. અને તેને સિજદો કરે છે. જો ઇસ્લામને આવા કામો તરફ ધિક્કાર છે, તો હિંદુ ધર્મને પણ તેવા કામો પ્રત્યે ધિક્કાર છે. ઇબાદત ખુદાતાલાની તાબેદારી છે, ઇબાદતનું પરિણામ બેહબુદી (ઉન્નતિ) અને લાભ છે. પાંચ વખતની નમાઝ, મહિનાના અપવાસ, સફા અને મરવા વચ્ચે દોડવું, અને હજરેત અસવદનું ચુંબન કરવું, અને પાછા ફરતી વખતે બેઈમાનીનો વધારો, વ્યાજ ખાવું, ફરેબ, મક્ર અને દગાબાઝી કરવી એ શું મુર્તિપુજા નથી? ખુદાતાલાના હુકમ વિરૂધ્ધ નાચગાન કરાવવું, સુંદરીઓના મેલા લુગડા ઉપર સિજદો કરવો, ખુલ્લા બજારમાં ઈમાનને વેચવો, આ શું મુર્તિપુજા

નથી ? જ્યારે ઇસ્લામમાં સખ્ત પ્રતિબંધ હોવા છતાં પણ આ પ્રમાણે મુર્તિપુજા થાય છે, ત્યારે જે ધર્મમાં પ્રતિબંધ ન હોય, અને મુર્તિપુજા થાય એમાં નવાઇ જેવું શું છે ? ખાસડાની ચોરી કે જે કદી પણ થતી નથી, તે પણ મસ્જીદમાં થતી જોવામાં આવે છે તો શું આવી ચોરીઓ બેનમાઝીઓ કરે છે કે ? તેઓ તો નમાઝના ભયથી મસ્જીદમાં પણ આવતા નથી. હા ! અલબત મુંબઈની કેટલીક મસ્જીદમાં જાજરૂ હોવાથી તેઓ ત્યાં આવે છે, નમાઝી સાહેબના જોડા ઘણા ભાગે બીજા નમાઝી સાહેબનાજ કામમાં આવે છે. આવા ચોર લોકોને મિમ્બર, મકાન, સાદડી, રૂકુ અને સિજદાઓ સાથે માત્ર જોડાઓ સિવાય શો સબંધ છે ? ખરેખર, તેઓ ખુદાના ઘરમાં પણ ચોરી કરવાને ચુકતા નથી. ગમે તેમ હોય, પણ તોહિદના સબંધમાં હિંદુ અને મુસલમાન એકજ રસ્તા ઉપર ચાલે છે, અને આ રસ્તા ઉપર ચાલનાર મુલ્લાં, અને પંડીત અરસ પરસ અસહકાર કરે છે. કેમકે રસ્તામાં આ બાજુએ હસ્તતબાન દેખાડી લુટનાર, અને બીજી બાજુએ કાલ અને મકાલ એચ પેચ કરનાર વસ્તુ ઝબ્બો પાઘડી છે. શાધુ ફકીરોનું તે ટોળું કે જે દગાબાજીને આધીન થએલું નથી ઘણા ભાગે એકજ છે. અને બન્ને જસ્ત તાલીમ (શિક્ષણ) ઉપર ચાલે છે ! શાહજહાંના પુત્ર દારા શિકોહે આ ઉસુલોને એકત્ર કરવાની ઘણી કોશીશ કરી હતી, કે જેથી હિંદુ મુસલમાનોની આ "તુંતું મેંમે" બંધ થઈને માત્ર "તુ" એજ શબ્દ કાયમ રહી જાય. પણ ખુદાતાલાને આવી વાત કેમ મંજુર હોય ? બુઝુર્ગોને દીનમાંના કેટલાકે આ વાતનો ઉલ્લેખ કર્યો છે કે હિંદુ લોકોમાં અંબીયા પેદા થયા છે. જ્યારે આમ છે ત્યારે તેમના ઉપર કિતાબો અથવા કિતાબ ઉતરી છે એમાં નવાઇ જેવું શું છે ? ઇસનાઅસરી લોકોએ ખુદાની આ નેઅમતને મુકીદ રાખી છે. સુન્નત જમાઅતમાં ઓલીયા અલ્લાહનો આ સિલસિલો આજ સુધી કાયમ છે. તેમના કેટલાક કોલથી આ વાત સાબિત થાય છે કે હિંદુ લોકોમાં નબી ઉત્પન્ન થએલા છે. નઝારીઓના આખા ફિરકામાં જેટલા ઇતિહાશવેત્તા થયા છે તેમના શિક્ષણ ઉપરથી પણ સિધ્ધ થાય છે કે હિંદુ લોકોમાં નબી થએલા છે.

# અકબાલ ઇસ્માઇલીયેહ નઝારીયેહ.

હિંદુ કોમમાં ઇમામ અને નબી બન્નેનું આવવું એવી રીતે થયું છે કે જેવી રીતે ઇસલામમાં થઇ છે. હિંદુ લોકોમાં આ જમાનાના ઇમામ આવવાની પણ ખબર આપેલી છે. પણ અફસોસ કે તેમણે તેના ઉપર લક્ષ ન આપ્યું અને આપતા પણ નથી. નહિંતો ઇમામ, અરે તે ઇમામ કે જેને તેઓ અવતાર કહે છે તે આવી ચુકયો છે, અને મોજુદ પણ છે, જેની તરતીબ આ પ્રમાણે થઇ. તેમનામાં પહેલા વિષ્ણુ જાહેર થયા. બીજો ઇઝહાર હઝરત અલીનો નુર તે રામ રૂપે જાહેર થયો. અને હઝરત મહમદ સ. અ. વ.નું નુર દઈ અને યાસ બનીને આવ્યું.

હઝરત અલી—રામ — હઝરત પેગમ્બર સલ્અમ નુહ
હઝરત અલી—હારૂન — હઝરત પેગમ્બર મુસા
હઝરત ઇમામ ખઝીમા
અથવા સમઉન — હઝરત પેગમ્બર ઇસા
હઝરત અલી ઇમામ — હઝરત પેગમ્બર મહમદ રસુલુલ્લાહ સલ્અમ

પેગમ્બરી ખુદાતાલાના હુકમ પ્રમાણે પુરી થઇ ગઇ. જેના સંબંધમાં ખુદાતાલાએ કુરાન શરીફમાં આ પ્રમાણે સાફ કહી દીધું છે. "માકાકાન મહમદિવ, અબા અહદિવ, મિંરરજાલેકુમ, વલકિંર રસુલલ્લાહે વ ખાતેમુન નબીઇન વ કાનલ્લાહો અલ્લાહ બ કુલ્લે શયઇન અલીમા." માત્ર ઇમામત બાકી છે કે જે જનાબ મઉલા અલી તરફથી જનાબ ઇમામ હુસેન અલયહિસ્સલામને પ્રાપ્ત થઈ. જનાબ ઇમામ હુસેન અલય હિસ્સલામે હઝરત ઝેનુલઆબેદીનને સોંપી. પછી તે હઝરત ઇમામ બાકેર, હઝરત ઇમામ જાફર સાદેક, હઝરત ઇસમાઇલ, હઝરત મહમદ, વરી અહમદ, તકી મહમદ, ઇમામ અબદુલ્લાહ, ઇમામ મેહદી, ઇમામ કાયમ, ઇમામ મનસુર, ઇમામ મઅઝ અલ્લાહ, ઇમામ અઝીઝ, ઇમામ હાકેમ, ઇમામ ઝાહેર, ઇમામ મુસ્તનસર, ઇમામ નઝાર, હઝરત નઝારથી સિલસિલાવાર કેટલાક ઇમામો વિ.ને અનુક્રમે મળ્યા પછી આજે તે સઇયદના વ મઉલાના સય્યદ સુલતાન મહમદશાહ સાહેબ ઉર્ફે આગાખાન સલ્મુલ્લાહ તઆ-

લાને પ્રાપ્ત થઇ છે. અને તેજ ઇમામે ઝમાન છે. માટે તેમને ઝમાનાના ઇમામ તરીકે માનવા જોઇએ. જેણે ઇમામને મુકયો તેણે જાણે ખુદાનેજ મુકી દીધો. જેણે ઝમાનાના ઇમામને માન્યો, તેણેજ ખુદાને માન્યો. અને તેનેજ ખુદા મળ્યો. ઇમામે વકતના આસાર (ચિન્હ) અને ઝહુર વિષે અમે પુસ્તક લખીશું. અને તેમાં તે વિષયને લગતી પુરેપુરી દલીલો આપીશું. પણ તેનો સઘળો આધાર, ઇમામ સાહેબની મદદ અને તેમની રહેમત ઉપર નીધાર અથવા અવલંબન થએલો હોવાથી તેમની આજ્ઞા સિવાય અમે પ્રસ્તુત પુસ્તક* લખવાની હિમ્મત કરી શકતા નથી. દુનિઆના લોકો ઇન્તેઝાર કરે કે ખુદા અમારી પ્રસ્તુત કોશિશ (પ્રયત્ન)ને બારઆવર કરે. અલ્લાહના હુકમથી સમય નિકટમાં આવી પહોંચ્યો છે, કે આ રહેમત આમ થઇ જાય અને સુર્ય પોતાની મેળે રોશન (પ્રદિપ્ત) થઇને આકાશમાં દેખાવ આપે. અને કહે કે હું નુર છું, અને આ મારોજ પ્રકાશ છે. જેમાં તમે પૃથ્વી અને આકાશને જુઓ છો તે હુંજ છું, કે જે દુનિઆને માટે શરીર અને રુહનો મુકદ્દસ બનેલો છું. અને મેંજ હિદાયતનો બોજો ઉપાડી લીધો છે.

અકીદાની શાન આસ્તાને ઇમામતને પહેલી તેહકીક અને તે વખતના આદાબમાં તફાવત નજર આવી રહ્યો છે. અને વારંવાર દુનીઆને ઉપદેશ આપવાનો પાઠ ફરી ફરીને યાદ દેવરાવવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે જે શફકત ખાસ હતી તે આમ થવી જોઇએ. અને તે નેઅમત જે ખાસ છે તે આમ થઇને રહેશે. પહેલાં દુનીઆનો કાંઇક ભાગ અમલ નીચે રાખવામાં આવ્યો હતો. કેમકે દુનીઆને ઝીરનગીન બનાવવી જોઇએ. "વલ્લાહ અલીમ બ ઝાતેસ્સુદુર."

## નઝારીયું પર ઇલ્ઝામે શિર્ક—નઝારીઓ ઉપર શિર્કનું તહોમત.

કોઇપણ ફીરકાના પુરેપુરા હાલ જાણ્યા પહેલાં તેના વિષે કોઇ ખાસ હુકમ આપવો, અને તેના વિષે ખોટો ગુમાન કરવો તે કયો ઉસુલ

છે? નઝારીઓના સંબંધમાં પણ એવી અફવા ઉડી રહી છે કે નતો તેઓ ખુદાતાલા સાથે કાંઈ સંબંધ રાખે છે કે નતો તેના રસુલ સાથે, તેમજ તેઓ નતો કુરાન સાથે સંબંધ રાખે છે કે નતો હદીસ સાથે. માત્ર આગાખાન સાહેબનેજ ખુદા સમજે છે. અને જો તેમને કાંઇ પણ મોહબ્બત (પ્રેમ) હોય તો તે આગાખાન સાહેબ સાથેજ છે. તેઓ આગાખાન સાહેબને પુજનારા છે. અને આગાખાન સાહેબ એક ઇન્સાન હોવાથી તેમને પુજનારા કાફર છે. ઈન્સાનને સમજદાર માણસ તો ખુદા નજ સમજી શકે એ સ્વાભાવિક છે. તેમજ એક સમજદાર ઇન્સાન પણ ખુદાઇનો દાવો કદી પણ કરે નહી. નઝારીઓ આગાખાન સાહેબને એટલા કેમ ચાહે છે? કોના સબબથી તેઓ આ નામદારના તાબેદાર અને હુકમ ઉઠાવ નાર થયા છે? અને તે કઇ ખુબી છે કે જે એક ટોળાને ખેંચીને આ બાજુએ લાવી છે? એ સમજવાની અગત્ય છે. જો તે તલબે હક છે તો નઝારી તાલેબે હક થયા, અથવા તાલેબે આગાખાન સાહેબ! જેનાથી હકની તલબ થઇ, તેની સાથે કેવો વહેવાર રાખવો જોઇએ? આના સંબંધમાં રસુલે મકબુલ તરફથી જે કાંઇ કહેવામાં આવ્યું છે, તે હું મુસલમાનોને સંભળાવું છું, જેથી દુનીઆ આ ફીરકા ઉપર ટીકા કરતાં અટકે, અને તેમ કરતાં શરમાય. અને પોતાની ભુલ કબુલ કરે.

હદીસ–એક દહાડો એક સહાબી બન્ને જહાંન (દુનીઆ)ના સરકાર હઝરત મહમદ સ. અ. વ. ની સેવામાં હાજર થયા. આપે તેમને પુછયું કે "તમને મારી સાથે કેવી મોહબ્બત (પ્રેમ) છે?" સહાબીએ જવાબ આપ્યો કે "યા રસુલુલ્લાહ મને દુનીઆની તમામ (બધી) માલ મિલકત કરતાં આપની સાથે વધારે મોહબ્બત છે." પછી આપે ફરમાવ્યું કે "હજી તમે પાકા મુસલમાન થયા નથી." પછી આપે મજકુર સહાબીને ફરીથી પુછયું કે "તમને મારી સાથે કેટલી મોહબ્બત છે?" તેવણે જવાબ આપ્યો કે "અય રસુલુલ્લાહ મને આપની સાથે મારા માબાપ, પુત્ર પુત્રાદિક જેટલી મોહબ્બત છે." આપે કહયું "હજી કાંઈ ઉણપ છે." આપે ત્રીજીવાર પુછયું "તમને મારી સાથે કેટલી મોહબ્બત છે?" એટલે સહાબીએ બેચેન થઇને કહયું "યા રસુલુલ્લાહ! મારા માબાપ આપના ઉપર કુરબાન, બસ અલ્લાહની સાથે મને જેટલી મોહબ્બત છે, તેટલીજ આપની સાથે છે." આપે ફરમાવ્યું કે. "આજે તમે પાકા મુસલમાન થયા."

બુઝુર્ગોને દીન, અને સુફી લોકોનો તસવ્વર એવો છે કે મુરશદ સાથે એટલી મોહબ્બત કરવી કે તેમાંજ ફના થઇ જવું.

એક મહાત્મા પાસે એક માણુસે જઇને કહ્યું "ઓ મહાત્મા ! મને ખુદાનો માર્ગ દેખાડો ?" મહાત્માએ કહ્યું "પ્રથમ પ્રેમ કરતાં શીખ." ફરી સ્વાલ પુછાયો "મોહબ્બત કોની સાથે કરૂં" જવાબ મળ્યો "જેને તારૂં મન ચાહતું હોય." આવો પ્રતી ઉત્તર સાંભળીને આગન્તુકે કહ્યું "મહાત્મા મને તો મારી ભેંસ ઘણી વ્હાલી છે." જવાબ મળ્યો "ભેંસની સાથેજ મોહબ્બત કર." પછી તે પોતાને ઘેર ગયો અને માહાત્માના કથનાનુસાર ભેંસની સાથે મોહબ્બત કરવા માંડી. અને તે એટલે સુધી કે ઉઠતાં બેસતાં તે તેનોજ વિચાર કરતો. આ પ્રમાણે કેટલાક દિવસ સુધી કર્યા પછી તેણે મહાત્માની પાસે જઈને કહ્યું "મહાત્મન ! હવે તો મને ભેંસની મોહબ્બતથી બેચેની થાય છે. અને તેની સાથે ઘણી મોહબ્બત થઇ ગઇ છે. હવે મને ખુદાતાલાનો માર્ગ દેખાડો" જવાબ મળ્યો કે "હજી પુરેપુરી મોહબ્બત થઇ નથી માટે, જા, અને પુન! પ્રીતિમાં વધારો કર." આવો પ્રતી ઉત્તર સાંભળીને તે પોતાને ઘેર પાછો ગયો, અને માહાત્માના કહેવા પ્રમાણે તેણે ભેંસની સાથે મોહબ્બત કરવાનો ઉદયોગ પુનઃ જારી રાખ્યો. આ પ્રમાણે કેટલાક દહાડા વ્યતિત થયા પછી તેણે ગુરશદ પાસે આવીને બહારથી અવાજ આપ્યો કે "મહાત્મન ! બહાર આવો, હું આવ્યો છું." જવાબ મળ્યો "ભાઈ ! બહાર શા માટે ઉભો છે. બારણું ઉઘાડીને અંદર આવ," તેણે કહ્યું "મહાત્મન ! હું અંદર કેવી રીતે આવું ? વખતે મારા શિંગડાં બારણામાં ભરાઇ જાય." જવાબ મળ્યો કે "હાં, હવે તું મોહબ્બત કરતાં શિખ્યો." એહલેશીયા ઇશનાઅશરી કહે છે કે ઇમામોની મોહબ્બતમાં રડવું, શોક કરવો આદિ સઘળું "ઇબાદત" (પ્રાર્થના)માં સામિલ છે. ઈબાદત ઇન્સાનને માટે છે કે ખુદાને માટે તે પણ આ મોહબ્બતનોજ સવાલ છે, કે જે વડે આશીયત અને આકેબતનો સોદો થાય છે. એહલેબેતની મોહબ્બત વગર ઇબાદત હરામ છે. એહલેબેતની મહોબત વગર ઇબાદત હરામ છે અને અહેલેબેતની મહોબત અને ઇબાદત બન્નેનું શરીક થવું એ શું શિર્ક નથી ? પણ તેની તાવીલ એવી રીતે કરવી જોઇએ કે ઇમામોની મોહબ્બત તે ખુદાની મોહબ્બત છે.

ખુદાતાલાએ કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે "અતીયુલ્લાહો, વ અતીયુર રસુલો વ ઉલીલઅમરે મિનકુમ" "તાબેદારી કરો ખુદા અને તેના રસુલની, તેના અવલુલઅમરની" અને તે અવલુમ અમર અહેલેબેત છે.

**ખલ્ક મીગોયદ કે ખુસરૂ બુત પરસ્તી મીકુનદ**
**આરી આરી મીકુનમ બા ખલ્કો આલમ કાર નીસ્ત.**

હઝરત ખ્વાજા અમીર ખુસરૂ રહે. જનાબ મેહબુબે ઈલાહી રહે. ના ખાસ મુરીદોમાંના એક ખાસ મુરીદ અને કમાલવાળા માણસ હતા. આપ ફકીર હોવા ઉપરાંત વિદ્વાન, ઝકી, અને કવિ પણ હતા. તેમને પોતાના મુરશદ સાથે એટલી મોહબ્બત હતી કે જેટલી બીજા સુફી લોકોમાં ભાગ્યેજ જોવામાં આવે છે. તેમણે એટલે સુધી કહ્યું છે કે તે "ખુદાવંદ અગર દર કયામત સુરતે તો ખિલાફ નઝામુદીનસ્ત મન તુરા નમીખ્વાહમ" અર્થ "જો ખુદા કયામતમાં સુરત દેખાડે અને જો નિઝામુદીનની ન દેખાડે તો મને તારી વાંચ્છના નથી." આપ કહો છે કે "લોકો મારા ઉપર એવો આક્ષેપ મુકે છે કે હું નિઝામુદીનનો ઉપાસક છું ! હા, હું પીરપુજા કરૂં છું. મને લોકોના આક્ષેપો સાથે કાંઇ કામ નથી." બીજી જગ્યાએ ફરમાવે છે કે "ગુફતમ કે ખુસરૂ નાતવાં ગુફતાર પરસ્તારે મન અસ્ત." પહેલા મિસરા (કવિતાની એક લીટી)ની મતલબ એવી છે કે "મેં મારા મેહબુબથી પુછ્યું કે માશુકોનું કામ શું છે ?" જવાબ મળ્યો કે "નાઝ, કરિશ્મે અને અલ્પમાઝ કરવું" ફરી મેં પુછ્યું કે "ખુસરૂ નાતવાન શું છે ?" જવાબ મળ્યો કે "તે મારો ઉપાસક છે." હઝરત સઈયદના હાજી વારેસઅલી શાહ સાહેબ સુફી તરીકાના એક મોટા બુઝુર્ગ હતા. આજે પણ ઘણા માણસો મોજુદ છે કે જેમણે તેમને જોયા છે. જેમણે તેમને જોયા છે તે પોતેજ જાણે છે કે તેમની સુરત કેવી હતી ? હાજી સાહેબના મુરીદો (શિષ્ય) (માનનારા)માં હાફેઝ પ્યારે નામના એક દરવેશ છે. હાફેઝ પ્યારે એવું નામ સાંભળીને વાંચકોને નવાઇ લાગશે; તેથી તેમની શંકાનું સમાધાન કરવા માટે અમારે કહી દેવું જોઇએ કે હાફેઝ પ્યારે એવું નામ આ કારણથી પડયું કે તે એક શિયળવંતી સ્ત્રી ઉપર આસકત થઇ ગયા, જેનું નામ "પ્યારી" હતું તેઓ પ્રેમમાં એવાતો ચકચુર થઇ ગયા કે દરેક જગ્યાએ આ વાકય ઉચ્ચારતા હતા-"દરેક સ્થળે પ્યારીનું આનંદ છે." જયાંસુધી તેમણે

મુરશદમાં પ્યારીની સુરત પ્રાપ્ત ન કરી ત્યાંસુધી તેમને કાંઇપણ ફતેહી મળ્યો નહિ. ટુંકમાં કહેવાનું એજ કે ખુદાને માટે, અને તરીકતના માર્ગ ઉપર ચાલનાર જે કોઈ માણસની સાથે મોહબ્બત કરે, તે એબ (દુર્ગુણ) સમાન નથી. અને દરેક મિલ્લતવાળાએ જ્યારે પણ ખુદાનો માર્ગ ગ્રહણ કર્યો છે ત્યારે માર્ગ દેખાડનારની સાથે મોહબ્બત કરી છે, તો પછી બિચારા નઝારીઓ ઉપર આ કેવો આરોપ કે તેઓ પોતાના નામદાર હઝરત સઇયદના આગાખાન સાહેબ સાથે મોહબ્બત કરે છે, ?

## આગાખાનીયુમેં મુખ્તલિફ સુરતેં-આગાખાનીઓમાં જુદી જુદી સુરતો.

આમાં એક ભેદ છે, આગાખાનીઓની જે જુદી જુદી સુરતો આજે દુનિઆ જોઇ રહી છે, તે પ્રતિષ્ઠાને પાત્ર છે. ઘણો વિચાર કર્યા પછી તેમને ખરાબ કહેવા માટે મુસલમાનોને નીચું જોવું પડશે. આપ અરબ અને અજમમાં ખોજ (શોધ) કરો તો ત્યાં પણ હજારો આગાખાની જોવામાં આવશે. આ લોકો હિંદુ ધર્મમાંથી આ ફિરકામાં આવેલા છે. અને તેમને ઇસ્લામનો ખરો ઉસુલ સમજાવવામાં આવ્યો છે. હિંદુ ધર્મમાં જે પ્રાચીન ઇસ્લામ કાયમ હતો, અને જે મુર્તિપુજા આદિ ભુલોને લીધે ભુલાઇ ગયો હતો, તે તેમને પાછો સમજાવી દેવામાં આવ્યો છે. અને કહેવામાં આવ્યું છે કે ઇસ્લામ કોઇ નવો ધર્મ નથી, પણ તે તેજ ધર્મ છે કે જે તમારા મહાત્માઓએ તમને શિખવીને કહ્યું હતું કે અમારા સર્વની પાછળ દુનિઆમાં સાચો ધર્મ દીપી ઉઠશે, અને તમારે તેનો અંગીકાર કરવો. તેજ પ્રમાણે આજે તેઓ પોતાના ધર્મના ઉસુલ પ્રમાણે ઇસ્લામ આશિક થઇ ગયા છે. આવા સાચા ધર્મ ઉપદેશને કોઇ ખોટો કહી શકે છે? પરંતુ ઇન્સાની ફિતરત ઓછી બદલતી હોવાથી જાહેર રીતે તેઓ ઓછા બદલાયા છે. પણ તેમનું અંતઃકરણ જોવું જોઇએ કે તેમણે તે પથ્થર કે જેના તેના આશ્રિત હતા, તેને કયા નુરની સાથે પોતાના અંતઃકરણમાં છુપાવી રાખ્યો છે. જ્યારે ઇસ્લામે મોહબ્બત ઉપર ખુદાની

મારેફતનો આધાર રાખ્યો હોય, જ્યારે જોનારે એકજાતમાં ઇમામનું જુહુર જોઇ લીધું હતું, જ્યારે તે એવી શ્રધ્ધા ધરાવતો હોય કે આ તેજ મસાલ છે કે જેના પ્રકાશ વડે હું સીધા રસ્તા (સત-પંથ) ઉપર ચાલી શકીશ, જ્યારે નુરે હિદાયત લલાટ ઉપર પ્રકાશતું હોય, જ્યારે હઝરત સઇયદના સુલતાન મહુમદશાહ ઉર્ફે આગાખાનની ઈમામતની ખાત્રી મનમાં થઇ ચુકી હોય, તે શા માટે પોતાના ઇમામ, પોતાના રહેબર, અને પોતાના ફરિસ્તાની તાબેદારી ન ઉઠાવે? હવે માત્ર રહયું એજ કે આગાખાનીઓ આગાખાનને પુજે છે, આ સરાસર ઝખ મારવા જેવું છે. ઉસુલમાં તેમને પુછવું તે કાંઇ ધર્મમાં દાખલ નથી. તે લોકો કે જે આગાખાની-ઓને કુફરનો ફતવો આપવા માટે તઇયાર થઇ બેઠા છે, તેમણે પહેલાં તો પોતાનાજ ગિરેબાનમાં મ્હોં ઘાલીને જોવું જોઇએ કે પિતળ, ચાંદી અથવા સોનાના પંજા બનાવી તેની પુજા કરવા કરતાં આલે રસુલની પેરવી કરવી તે શું ખોટું છે? સોનેરી રૂપેરી કાગળોના તાબુત કરતાં પણ ઇમામોની તાબેદારી ઉતરતા પ્રકારની છે? ઝેદ, ઉમર, બદ્ર વિ૰ના સમાધિ ગૃહોની માટી, માણસોના પગની રજ, અને સ્નાનથી પણ શિર્કનોજ વરસાદ વરસે છે. પોતાને હાથે સંદલ (સુંખડ) ઘસી, શેતાની વાજાં ગાજાં સાથે તેને ફેરવવો, તેનું પુજન કરવું, અને કરાવવું એ શું ધર્મ અનુસાર છે? જો આમ લોકોનાં તેવાં કામો ધ્યાન આપવા યોગ્ય હોય તો આગાખાનીઓનો ઉપરોકત દોષ પણ આંખ આડા કાન કરવાને યોગ્ય છે. પ્રથમ આપ પોતે આ વાતોને સુધારો, તેમાં અમે પણ પ્રસન્ન છીએ, અને અમારા ઇમામ પણ પ્રસન્ન છે. જો કોઈ આપના ઉપર ટીકા કરે, આપને રોકે, મોલવી સાહેબના ઉપદેશનો ઇન્કાર કરે, તો અમને ગુન્હેગાર ગણજો. પરંતુ સમય આવ્યા પહેલાં ગાળો આપવી, હાંસી કરવી, બીજાઓને ધીકકારવા, અને પોતાના ધીક્કાર ભરેલા કામો છુપાવી રાખવા તે કાંઇ ધર્મની શોભા નથી.

# ઈમામે વક્તસે મુકદ્દમે બાઝી
## ઓર
# ઈલ્ઝામે ખુદ ઈખ્ત્યારી.

## ઝમાનાના ઇમામ ઉપર દાવો
### અને
## આપ ઇખ્ત્યારીનો આરોપ.

મેં કેટલાક બદ બાતિનોથી એ પણ સાંભળ્યું છે કે જ્યારે જનાબ સઇયદના નામદાર ઉપર આકેબતનો અંદેશો નહિ કરનારાઓએ દાવો કર્યો હતો, ત્યારે કોર્ટમાં કોઇ પ્રસંગે સરકાર નામદારે કુરાને પાકની તકસીમ પ્રમાણે તકસીમ (વ્હેંચણી)ના સબંધમાં અસ્વીકાર કર્યો હતો. મુસલમાનો પ્રસ્તુત ઇનકાર ઉપર ટીકા કરી રહયા છે. પણ તે તેમની ભુલ છે, સરકાર નામદારની ભુલ નથી. હું પહેલાંજ કહી ચુકયો છું કે ઇમામના સબંધમાં ચુંચાં કરવી એ પણ ધર્મની શાન (પ્રતિષ્ઠા)થી વિરૂધ્ધ છે. કેમકે ઇમામ શરેઅની તકલીફોના હામિલ નથી. તેને ખુદાવંદ તઅલાના ખરા માર્ગથી કામ છે. અહિંઆં આ સબંધ પુનઃ ઉલ્લેખ થવાની અગત્ય છે, ઉપરોકત ટીકા બદબાતેનીની દલીલ છે. ઇમામની હકીકત પણ મસ્લઆમના દિલમાં કાયમ કરી લેવામાં આવી છે, તેથી જે મનમાં આવે છે તે પ્રમાણે હુકમ આપવામાં આવે છે. ખુદાના બંદાઓ! સરકાર નામદારે આ પ્રમાણે કયાં કહ્યું છે કે આ મસઅલો કુરાન શરીફમાં ખોટો લખવામાં આવેલો છે. અથવા તેને માનવાની મારી ઇચ્છા નથી, અથવા હું તેને રદ કરૂં છું? તેમનું કહેવું તો એમ હતું કે કુરાન શરીફમાં આ મસઅલો તો છે જેના ઉપર બીજા લોકોએ આધાર રાખવો જોઇએ, પણ હું મને તે લાગુ પાડવા ઇચ્છતો નથી. કેમકે આ અમરની મસલેહત મુકતઝા નથી કે હું તકસીમ (વ્હેંચણી)માં કોઇપણ ફરક કરૂં. આજે કાંઇ અસાસ (મિલકત) છે, તે ઇમામની છે,

અને ઇમામત મારી છે. અને નહિકે ઇમામત મુનકસિમ બામરલ્લાહ નથી થઇ બલકે આમ લોકોને માટે કુરાને તકસીમ કર્યું છે. મારી દરેક અશાશની તકસીમ મારી હકીકતની તકસીમ છે. અને હકીકતની વ્હેંચણી થવી એ અશકય છે. આ કારણથી કુરાન શરીફની પ્રસ્તુત આજ્ઞા મારે માટે નથી. પણ તે આમ લોકોને માટે છે. ઉપરોકત પ્રતી ઉત્તરમાં નતો કુરાન શરીફનો ઇન્કાર, કે નતો તેમાં સુધારો વધારો કરાયલો જોવામાં આવે છે. આવો આરોપ મુકતાં પહેલાં ઈતીહાશ વેત્તાઓએ તે સમયનો ઇતિહાશ જોઇને આવા આરોપ મુકનારાઓની બીના જાણવી જોઇએ.

રસુલે મકબુલનો ઇતિહાશ લખનાર એક અંગ્રેજ જ્યારે સિફતોનું નુર જુએ છે તો તે એકદમ વખાણ કરવા માંડે છે, અને એટલે સુધી કહે છે કે દુનિઆમાં એવા મુદબ્બીર, એવા ગારેમ, એવા સાલેહ, એવા રાસ્તગો (સત્યવાદી) એવા ખરા ઇરાદાવાળા, એવા બુધ્ધિશાળી, એવા શફકતવાળા, અને એવા મર્દ કામિલ હઝરત મહમદ સ. અ. વ. સિવાય બીજા કોઈ પણ નથી પણ તેમણે ઘણા લગ્ન કર્યાં એ સારૂ ન કર્યું. જો આંધળાને કોઈ પુછે કે તું આટલી સિફતોનો બયાન કરી ચુકયો કે જેમાં આંગળી રાખવાની પણ ગુંજાઇશ નથી તો તે કહે છે કે તે ખરા ઇરાદાવાળા, અને અકલમંદ હતા તો પછી આ નજીવા પ્રશ્નમાં ખબ્શ બાતેનીનો અંગીકાર શા માટે કર્યો ? બેવકુફ અકકલતો એ ચાહે છે કે તે રબ (ખુદા)ની મશલેહત હશે. અકકલનો જવાબ એ છે કે મર્દનો કમાલ એવો હોવો જોઇએ કે તે દરેક સિફતમાં કામિલ હોય. તદનુસાર તેઓ તે ઇન્સાની સિફતમાં પણ કામિલ હતો. પણ દુશ્મનના વખાણ કરવાના હોવાથી તેણે એક એવું કામ શોધી કાઢયું કે જેથી લોકો ગુમરાહ થઇ જાય અથવા બીજો આરોપ પુત્રની સાથે સારી વર્તણુંક ન ચલાવી અને તેની વહુને લઈ લીધી. આ ટીકા તો તે પુત્રે કરવી જોઇતી હતી કે જે કયામત સુધી રસુલુલ્લાહના આ આભાર ઉપર અભિમાન ધરાવતો રહેશે, કે મારી પત્નિ મારા આકા (વડિલ)ની સેવામાં પ્રસન્ન થઇ. કોણ છે તે ટીકા કરનાર ? જો તેને ઇમાન હોતતો તે મારેફતના નુરવડે જોઇ લેત કે ખુદાતાલાના સર્વોત્કૃષ્ટ તે મિત્ર કે જેમના વખાણ ખુદાતાલા પોતે કરે છે, તેમાં એક જલીલુલકદર (મોટા મરતબાવાળા) રસુલે ખુદાતાલાની કૃપાદૃષ્ટિ અને આજ્ઞાની સાથે એક લાચારણ

માણુસની બીની ઇચ્છા, અને પ્રેમનો સ્વીકાર કરે, અને પોતાના આલા (મરતબાવાળા) ખાનદાન અને શરાફતનો પણ ખાલ ન રાખે. એવા એક મહાન રસુલ ઉપર ટીકા કરવી એ કેટલું ભુલભરેલું છે? પ્રસ્તુત ખ્રિસ્તિમાં આવી કોર ચશમી કેમ પેદા થઇ? કેમકે તેને ઈમાનનો પાસ લાગ્યો ન હતો. અને તે નબી સાહેબને પોતાની તેજ નાની નાની આંખો વડે જોઇ રહયો હતો કે જે વડે તે દુનીઆના બીજા માણુસોને પણ જોતો હતો તે મુસલમાનો જે ઉપરોકત ખ્રીસ્તીની પેઠે ઇમામની જાતને ટુંકી નજરે જોતો હોય તેને હું શું કહું? ખુદા એવા મુસલમાનો ઉપર રહમ (દયા) કરે કે જેઓ મુસલમાન હોવાનો દાવો કરે છે, પણ ખ્યાલો ખ્રિસ્તીઓ જેવા રાખે છે. આ વાતનો કદાચ તેઓ એવો જવાબ આપે કે અમે ઇમામને કયાં માનીએ છીએ? જો આપ ઇમામને નથી માનતા તો આ ટીકા કોના ઉપર કરો છો, શું આપે કોર્ટમાં મુસલમાનોને અસત્ય પ્રતિજ્ઞા કરતા નથી જોયા? અને જોયા હોય તો તેમાંના કયા કયા મુસલમાનો કાફર છે?

શું મુસલમાનોને કુરાન શરીફનું અધ્યયન કર્યા પ્રશ્ચાત તેના વિરુદ્ધ આચરણ કરતા નથી જોયા? જો જોયા હોય તો તેમને કેવા મુસલમાન માનો છો?

અમે તો રાત દિવસ જોઇએ છીએ કે કાઝી સાહેબ આવ્યા, અને કુરાન શરીફના કેટલાક શ્લોકો પ્રમાણે નિકાહની ક્રિયા કરી, અને હજી તો કાઝી સાહેબને પઇસા પણ આપ્યા નથી એટલામાં તો રુમઝુમના અવાજ અને રંડીઓના તાન શરૂ થઇ જાય છે. શું કુરાન શરીફની પવિત્ર આજ્ઞા ઉપર આ કલંક સમાન નથી કે? અને હલાલમાં આ હરામ મળી જવાથી નિકાહમાં કેટલી હુરમત (પ્રતિષ્ઠા) બાકી રહી ગઇ? આવા કેટલા હરામી આપ દુનિઆમાંથી શોધી શકો તેમ છો?

## હર શખ્શકી ખુદદારી.

દુનિઆમાં જેટલા ધર્મો પ્રચલિત છે, તેટલા બધા પોતાનેજ સાચા માને છે, કોઇપણ ધર્મના અનુયાયીને તમે પ્રશ્ન પુછશો તો તે પોતાના

ધર્મની સચ્ચાઇમાં હજારો દલીલો કરશે. અને અહરનિશ એજ વાતનો પ્રયત્ન કરશે કે સામો માણસ પોતાના મતને અનુમોદન આપે. દરેક માણસ એમજ કહે છે કે ધર્મ તો અમારોજ સાચો છે. પણ તે કહેનાર પોતે સામા માણસનો ધર્મ ખોટો છે એવું પુરવાર કરી શકતો નથી. તે માત્ર એટલોજ જવાબ આપે છે કે બીજા ધર્મો ખોટા છે. કેટલાક એવાં પણ ધર્મો છે કે જેમને તુચ્છ સમજીએ છીએ અને સઘળા ધર્મના અનુયાયીઓ તેને હસી કાઢે છે. પણ જો આપ તેજ ધર્મના અનુયાયીઓને પુછો તો જણાઇ આવશે કે જેમ આપ તેમના ધર્મની હાંસી કરી રહયા છો, તેમ તેઓ પણ આપના ધર્મની હાંસી કરી રહયાં છે. જ્યારે આ પ્રમાણે મતભેદ ચાલી રહયો છે ત્યારે સત્ય શોધક કેવી રીતે થવું ? એ એક મહાન પ્રશ્ન છે. આને માટે એક ઉપાય એ છે કે પેગમ્બરોના કથનની દલીલો કરવામાં ખરી રીતે જોતાં આના કરતાં વધુ સારો ઉપાય બીજો એકપણ નથી, તોપણ મનન કરવા યોગ્ય નિર્ણય થઇ શકતો નથી. અંબીયા (પેગમ્બરો) પણ લગભગ પ્રત્યેક ફિરકામાં છે. માત્ર નામમાંજ ફેર છે. કોઈ નબી કહે છે તો કોઈ "મહાત્મા" અથવા અવતાર કહે છે. સિધ્ધાંતતો એકજ છે, પણ મતભેદના અંગે દરેક ફિરકાવાળાઓ એક બીજાના ઉપદેશકનાં સંબંધમાં સારૂ નરસુ બોલે છે દુનિઆમાં આવો પ્રકાર સર્વત્ર ચાલતો જોવામાં આવે છે, આવી રસાકસીમાં કયો ધર્મ, કયા સિધ્ધાંત પ્રમાણે સાચો છે? એ વાતનો નિર્ણય થઇ શકતો નથી. હું મારી નજરે જોએલો એક બનાવ વાંચકોને કહી સંભળાવું છું. મારા જેવા વિચારવાળા તો તે સાંભળીને હાસ્યજ કરશે પણ જેવી રીતે તેઓ હાસ્ય કરશે તેવીજ રીતે તે ફિરકો કે જેને પ્રસ્તુત બનાવ સાથે અંગત સબંધ છે, પોતાની મજકુર દલીલ ઉપર ઘણા પ્રસન્ન થાય છે, જે મારે માટે હાંસી, અને તેમને માટે ઇમાનની એક દલીલ સમાન છે.

---

## વાકઓ ચશમેદીદ-આંખે જોએલો બનાવ.

---

કેટલાક વખત સુધી હું અમદાવાદમાં રહયો છું, મારા મામાના એક પ્રખ્યાત વકીલ હોવાના કારણથી અમદાવાદ સાથે મારો સંબંધ

મ્હેલેથીજ હતો. આ વખતે હું શેખ સલાહુદ્દીનની ચિકીત્સા કરવા માટે રહયો હતો. પ્રસ્તુત ગૃહસ્થને "ફાલીજ"નો રોગ લાગુ પડયો હતો. તે ખ્વાજા નસીરૂદ્દીન ચિરાગ દહેલવીના વંશજ હતા, અને તેમના વડવાઓ ખ્વાજા નસીરૂદ્દીન ચિરાગ દહેલવીની વફાત પછી ગુજરાતમાં આવ્યા હતા. આજ સુધી તેમના વંશમાં સજ્જાદગી મોજુદ છે. જે સમયની વાત કરવામાં આવે છે તે સમયે ફરીદમીયાં સાહેબ સજ્જાદગીની ગાદી ઉપર હતા. પ્રસ્તુત મઅસુમ સજ્જાદા ખુદા તેમના ઉપર રહમ કરે કાંઈ અજબ અવસાફના ગૃહસ્થ હતા. તેમને ત્યાં ફુરૂક (ફકીરી)ના સબંધ દુનિઆ કરતાં તદન જુદો, અને નવાઇ જેવો રિવાજ છે. વિચાર પુર્વક જોતાં તે ઠીક પણ છે. સજ્જાદાઓ માત્ર બુઝુર્ગોને દીનના સમાધિગૃહ સુધીજ જઈ શકે છે, અથવા પોતાના કોઇ મુરીદની ઇચ્છાનુસાર તેને શિક્ષણ આપવા માટે તેને ઘેર જઇ શકે છે, નહિ તો પોતે ભલા, અને પોતાનું ઘર ભલું. તેઓ શહેરમાં પણ જતા નથી. માત્ર કામ પ્રસંગે શેરીમાં નિકળે છે. અમદાવાદમાં શાહપુર જીલ્લામાં તેમનું મકાન છે. આસપાસ બુઝુર્ગોના સમાધિગૃહો છે, અને વચમાં સજ્જાદાની ખાન કાહ છે. ખરૂં પુછોતો તે દાયરો, અને તે સુપફીદી સ્વર્ગની મજા ચખાડે છે. બીજાઓને માટે તો ગમે તેમ હોય પણ મારે માટે તો તે એક નવાઇ જેવું અને આનંદપ્રદ સ્થળ હતું. મુખ્યત્વે કરીને મને મર્હુમ સજ્જાદા સાહેબના સત્શંગમાં ઘણો આનંદ પ્રાપ્ત થતો હતો. એક દિવસે હું અને મર્હુમ સજ્જાદા સાહેબ હઝરત ખ્વાજા જમાલુદીન સાહેબ જમન મર્હુમ રહે. ના સમાધિગૃહે જવા માટે રાતની વખતે ઘેરથી નિકળ્યા. માર્ગમાં નદી હતી, પણ ગ્રીષ્મ રૂતુ હોવાથી તેમાં પાણી વધારે ન હતુ. મંદમંદ શીતળ વાયુ વાતો હતો. ધીમેધીમે અમે જઇ રહયા હતા, એવામાં એક બાજુએ કાંઈ વાંજીત્રનો નાદ સંભળાયો અને લોકોનું એક ટોળું જોવામાં આવ્યું. અમે બન્ને ત્યાંજ થોભી ગયા, ગુજરાતી સંગીતનો નાદ અમારા કાન સાથે અથડાયો. હું તો ગુજરાતી ઘણું થોડું જાણતો હતો, પણ ફરીદમીયાં સાહેબ પ્રસ્તુત ભાષાથી યથાશકિત સુપરિચિત હતા. કેટલીક વાર સુધી સંગીતનું કામ ચાલ્યા પછી તે એકાએક બંધ પડી ગયું, અને કથાનો આરંભ થયો. સંગીતનો પણ કથામાંજ સમાવેશ થતો હતો, અને તે થોડા થોડા અંતરે પુનઃ ચાલુ કરવામાં આવતો હતો. મેં સજ્જાદા સાહેબને થોડી વાર સુધી ત્યાંજ ઉભા રહીને કથા

સાંભળવાની વિનંતી કરી. વિનંતીનો સ્વીકાર કરવામાં આવ્યો અને અમે બન્ને ત્યાં ઉભા રહીને કથા સાંભળવા લાગ્યા. કથામાં જે જે વાતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો તે સઘળું તો મારા સ્મરણમાં રહ્યું નથી. માત્ર એકજ વાત મને યાદ રહી છે, જેનો ઉલ્લેખ કરૂં છું તેમાં પણ કદાચ મારી ભુલ હશે. કથાકારે શ્રોતાઓ અનુલક્ષીને કહ્યું "બંધુઓ! તમે જાણો છો કે આપણે ઢેડ શા કારણથી કહેવાયા.?" જુઓ સાંભળો, અને મનન કરો. જ્યારે જગત્ કર્તાએ આ સૃષ્ટિ અને તેમાં વસતા મનુષ્ય, પ્રાણી પદાર્થ આદિની રચના કરી, ત્યારે તેણે સઘળા મનુષ્યને એકઠા કર્યા અને પ્રથમ હિંદુઓને બોલાવીને કહ્યું "કેમ? તમે લોકો અમારૂં મારેલું ખાશો કે તમારા હાથે મારીને ખાશો?" હિંદુઓએ જવાબ આપ્યો "પ્રભુ! નતો અમે આપનું મારેલું ખાઇશું નતો અમારે હાથે મારીને આરોગીશું. અમે તો ફળફળાદિનો આહાર કરીને અમારો નિર્વાહ ચલાવીશું" તેમનો આવો ઉત્તર સાંભળીને જગત નિયંતાને ઘણોજ ક્રોધ ચઢયો અને તે ક્રોધા વેશમાં બોલી ઉઠયા કે "મુર્ખાઓ તમે ઘણા અભિમાની છો. અને તેની શિક્ષા તમને મળવીજ જોઇએ. જાઓ આજથી હું તમને આજ્ઞા આપું છું કે તમારે નિત્ય સવારે ઉઠીને સ્નાન કરવું, દાસત્વના ચિન્હરૂપ ચોટલી રાખવી, અને અપરાધીઓની પેઠે ગલામાં ફાંસારૂપી જનોઈ નાખવી. જાઓ, મારા દરબારમાંથી આ પળેજ ચાલ્યા જાઓ." પછી મુસલમાનોને બોલાવીને ઉપરોક્ત પ્રશ્ન પુછતાં તેમણે જવાબ આપ્યો કે "અય મઅબુદ! અમે તો અમારા હાથે મારીનેજ ખાઇશું." બસ આટલું સાંભળતાંજ જગતનિયંતના ક્રોધની સીમા ન રહી. તેમણે મુસલમાનોને ઉદેશીને કહ્યું "તમે ઘણા ધીટ છો. જાઓ, આજથી હું તમને આજ્ઞા આપું છું કે દિવસમાં પાંચ વાર ઉઠબેસ કરો, વરસમાં એક માસ ભુખ્યા રહો, અને આયુષ્યમાં એકવાર ઇંદ્રિ છેદન કરાવો." પછી અમને બોલાવવામાં આવ્યા અને ઉપર્યુક્ત પ્રશ્ન પુછયો. પ્રતીઉત્તરમાં અમે કહયું "કૃપાનાથ! અમે તમારું મારેલું ખાઈશું, અને તમે જે કાંઇ આપશો તે ખુશીથી લઇશું." આવો પ્રતીઉત્તર સાંભળીને જગતનિયંતા ઘણા પ્રસન્ન થયા, અને આસન ઉપર ઉભા થઇને કહયું "ઓ માઇ ડેર (વ્હાલા)! હું તમારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું, જાઓ, અને આનંદ કરો." ભાઇઓ! મુળ શબ્દ "માઇડેર" છે, પણ લોકોએ તેનું અપભ્રંશ ઢેડ કરી નાખ્યું. મોહબ્બતવાળા સદાકાળ

ગરીબ રહે છે, તેવીજ રીતે અમે પણ ગરીબ હોવાથી લોકો પોતાની ઇચ્છા પ્રમાણે અમારા ઉપર જુલમ કરે અને પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે કહે, પણ મહાન વિભુના દરબારમાં અમને જે વસ્તુ પ્રાપ્ત થઇ છે, તે અન્ય કોઇને પણ મળી નથી."

અમે બન્ને ઉપરોક્ત કથા ઉપર પુષ્કળ હસ્યા. અને ઘેર આવ્યા. જો તે વખતના મારા હાસ્ય વિશે વિચાર કરું છું તો તે આલમગીરી (સમસ્ત દુનિઆ)નું હાસ્ય છે. અને તેજ પ્રમાણે દુનિઆમાં સઘળા લોકો એક બીજા સામે હસે છે. હિંદુઓનું માત્ર હિંદુઓ સિવાય સમસ્ત જગત હાસ્ય કરે છે.

"અપને હાથ ઘડે વોહ મુરત આપન આપ રિઝાના."
( પોતાનેજ હાથે મુર્તી ઘડીને પોતાને ખુશ કરવો.)

લોકો કહે છે કે હિંદુ લોકો ઘણા વિચિત્ર છે. તેઓ પોતાનેજ હાથે પથ્થરની પ્રતિમા ઘડી, તેના ઉપર તેલ સિંદુર ચઢાવીને મોટા મહાદેવ બનાવી લે છે.

**પથ્થરકા એક બુતખાના હય, પથ્થરકી એક મુરત હય;**
**કહે સલીમ સુનો ભાઇ સંતો કોન નજાતકી સુરત હય.**

પથ્થરનું મંદિર છે, અને પથ્થરની પ્રતિમા છે, સલિમ કહે છે, સાંભળો ? ભાઇ સંતો ! આમાં મુક્તિ ( મોક્ષ ) જેવું શું છે ?

પારસી લોકો ઉપર દુનિઆં હસે છે. કેમકે તેઓ આગ, પાણી, વાયુ, માટી આદિની પુજા કરે છે. અને પોતાને મોટા આબિદ માને છે.

ખ્રિસ્તિઓની પણ તેવીજ ગત છે. ખુદા અને તેનો પુત્ર ? આવી મોટી ભુલ ! પહેલાં તો તેને પુત્રજ કેવો ? તે કોનો બાપ ? બુધ્ધિ બહેર મારી ગઇ છે. તેઓ કેમ સમજતા નથી ?

મુસલમાનો ઉપર દુનિઆ હશે છે, કેમકે તેઓ કઅબાની જાત્રા કરે છે અને રાત દિવસમાં પાંચવાર ઉઠબેસ કરે છે. પહેલાં ઉભા થઇને મનમાં કાંઇ બોલે છે, પછી વાંકા વળે છે, પછી જમીન ઉપર ઉંધા પડે

છે. તમાશો છે, તમાશો આમની કસરત ઘણી નવાઇ જેવી છે. આતો દુનિઆ છે. હજાર મ્હોં, અને હજાર વાતો. પ્રત્યેક વ્યક્તિ જુદા જુદા વિચારવાળા હોય છે, દરેક પોતાનીજ માન્યતાને સત્ય માને છે, અને બીજાઓને ખોટા માને છે. આમાંથી સત્યનો તારત્મય કેવી રીતે કાઢવો જોઇએ ?

## એહલે હુનુદકે દલાઈલ-હિંદુ લોકોની દલીલો.

તે લોકો કહે છે કે અમે મુર્તિને પ્રભુ રૂપે માનતા નથી, માત્ર અવતાર રૂપેજ માનીને પ્રેકટિશ કરીએ છીએ; એટલાજ માટે કે અવતાર વિભુની જ્યોતિ સમાન હોય છે. આ પ્રમાણે કરવાથી અમારૂં મન આજ્ઞાકિત થઇ જાય છે, અને આત્મિક શકિતમાં વધારો થાય છે, જે સાફલ્યતાની નિશાની છે.

## પારસીયુંકી દલીલ-પારસીઓની દલીલ.

દુનિઆમાં વિભુની જ્યોતિ અસ્તિત્વમાન છે, અમે મઝહરથી જ્યોતિ પ્રાપ્ત કરીએ છીએ. અને આ પ્રમાણે આત્મિક શકિતમાં વધારો કરીએ છીએ કે જે સાફલ્યતાની નિશાની છે.

## ઇસાઇયુંકી દલીલ-ઇસાઇઓની દલીલ.

દુનિઆ કેવી રીતે જાણે કે બાપ દીકરો કેવા છે ? ત્રણમાં એક અને એકમાં ત્રણ "તોહિદ દ્દિલતસ્લીસ, અને તસ્લીસ ફીતતોહિદ" આ તોહિદનો મસઅલો છે, કે જે વિના ખુદા મળી શકતો નથી.

## મુસલમાનુંકી દલીલ-મુસલમાનોની દલીલ.

મઆહરથી તેની ઝાત પાક છે. તે વહેદહુલાશરીક છે. તેની ઈબાદત કાંઈપણ ઇલ્લત (એબ) વગર કરવી જોઇએ. દરેક ફના અબદીયતની સિફત છે. તે એકલો એકજ મઅબુદ છે. તેની ઇબાદત શરીર જીભ, હરકાત, સકનાત, આત્મા અને શ્રધ્ધાથી કરવી જોઇએ, જેથી સાફલ્યતા પ્રાપ્ત થાય છે.

ધર્મરૂપી સમસ્ત સૃષ્ટિની શોધ કરી. પ્રત્યેક ધર્મમાં આ ચાર વસ્તુએ જોવામાં આવે છે. ૧–અકીદાહ, ૨–મુજાહિદેહ, ૩–તરીક મુજાહિદેહ, અને ૪–ફોરૂઆત.

આ ચાર વસ્તુએ ઉપરજ ધર્મરૂપ ઇમારતનો પાયો રચાયલો છે. ન્યાય કરનારે આ ચારેમાંની જે વસ્તુ ઉપર ધર્મનો પાયો રચાયો હોય, તેના ઉપરજ લક્ષ આપવું જોઈએ. કેમકે પાયા ઉપરજ ઈમારતની મજબુતિનો આધાર છે. દરેક ફિરકામાં પેટા ટુકડીએ પણ ઉત્પન થઇ ચુકી છે. પેટા ટુકડીઓનો રિવ્યુ પણ એવીજ રીતે થઇ શકે છે કે જે મિલ્લતની બુનિયાદ કમઝોર હોય તે નાપાયદાર અને જેની બુનિયાદ સારી છે તે પાયદાર છે. પહેલાં અકીદાહ ઉપર મુજાહિદાહ, અને તરીક મુજાહિદાહ ઉપર વિચાર કરવો જોઇએ. પછી તફાવત શોધવો જોઇએ, કે દરેક ધર્મમાં એક બીજાથી કેટલો ફેર છે. બનવા જોગ છે કે દરેક ધર્મમાં હકીકી બાદજ હોય, અને ભુલો નઝાઅ બની ગઇ હોય.

## હિંદુઓંકા અકીદા-હિંદુ લોકોની શ્રદ્ધા.

હિંદુ લોકો ખુદાને નીરાકાર માને છે, કે જેને નતો કોઇની સાથે, અગર નતો કોઇને તેની સાથે સંબંધ છે. નતો તેની સુરત છે કે નતો તેના નામ થઇ શકે છે.

## મુજાહદેહ હુનુદ.

મુજાહિદેહની શાન તેમને ત્યાં તસવ્વુફથી શરૂ થઇ છે. તેના કેટલાક આઇનમાં, કેટલીક ઇબાદતોમાં કે જે કમનશીબે અંધકારરૂપી વાદળાંઓથી આચ્છાદિત થઇ ગએલ છે તેમાં મુજાહદેહ છે. મુજાહિદ એમને ત્યાં શરીરનો કસબ, આત્માનો કસબ, અને અકાયદ ઉપર ઇજતેહાદ કરવો જરૂરી અને વાજેબ છે.

## ફેરૂઆત.

હિંદુ લોકોમાં પહેલાં જે બુઝુર્ગો થઇ ગયાં છે તેમના શિક્ષણ અને આજના શિક્ષણમાં ઘણો ફેર પડી ગયો છે. તેની લગામ બ્રાહ્મણોના હાથમાં છે. અને બ્રાહ્મણોની કેળવણીનો કેટલોક ભાગ પોતાના ધર્મના બુઝુર્ગોથી જુદો પડતો જણાય છે.

---

# પારસીયુંકે અકાયદ-પારસીઓની શ્રદ્ધા.

ખુદાની વહેદતમાં આ લોકો પણ હમ આહંગ છે. એટલે તેઓ ખુદાની યકતાઇને માને છે. અલબત તેમણે ખુદાની કુદરતના કકડા કરી નાખ્યા છે, અને દરેક કકડાને યકતાઇનો જામો પહેરાવી તેની પુજા કરે છે.

## મુજાહદેહ.

મઝાહરથી કસબ મારેફતની તરફ રજુ થવું. અને તમામ ઇબાદતોમાં મઝાહરનું મહેકુમ રહેવું.

## ફેરૂઆત.

ફેરૂઆતે તેમને તબાહ કરી નાંખ્યા. હિંદુસ્થાનના પારસીઓએ તો હદજ મુકી દીધી છે. તેમનામાં હિંદુ અને મુસલમાનોના રીત રીવાજો પણ ભળી ચુકયા છે. અને તેઓ પોતે પણ જાણતા નથી કે અમે શું

કરીએ છીએ ? તેમની દલીલે તેઓદાદે સંખ્યા જેટલી દુન્યવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, તેનાથી વધારે ધર્મની અસંબંધતા (ધર્મરહીતપણું) તેમની ઉન્નતીના કારણરૂપ થઈ પડી છે.

## ઇસાઇયુંકે અકાયદ.

ખુદાની યકતાઇને તો તેઓ પણ માને છે. પણ મેઉસુશાતે ઉમુરે રબ્બાનીમાં વહેદતનો તઇન કસરતની સાથે કરે છે, કહે છે કે ત્રણમાં એક, અને એકમાં ત્રણ છે.

### ફોરૂઆત.

મતભેદથી ભરપુર છે. કાંઈ છેડો આની શકતો નથી. ફોરૂઇ મત-ભેદે તોહિદના સવાલનો નાશ કરી નાખ્યો છે,

## મુસલમાનુંકે અકાયદ.

ખુદા એક છે. વહેદહુલાશરીક છે, ન મઝાહિરમાં છે, ન તઇનમાં, ન સુમારમાં, ન ઇકતારમાં, જે શકતીએ અમને આવી સર્વોત્કૃષ્ઠ બુધ્ધિ અર્પી છે, તે અમારી શ્રધ્ધાથી વધારે વિશ્વાસપાત્ર છે. કહો કે તે અમારી શકિતજ છે.

### મુજાહદેહ.

શરીર, ફરી વિચારો, ફરી આત્માને કરીન કરવું, દરેક શકિત, અને દરેક હરકત ઉપર સઈદ બનવું, અને દુનિઆમાં માત્ર આરઝી આયુષ્ય વ્યતિત કરીને એવા સદગુણો પ્રાપ્ત કરવાં, જેમાં બુધ્ધિ જીન્સ, કે ગેરજીન્સને અંગુસ્ત નુમાઇ (આંગળી દેખાડવી)નો પ્રસંગ ન મળે.

**ફ્રોકૂઆત.**

તઅનીયાત અને કવાઇદે એહકામ શરઅઇયે બાબાઇ-તેફાક, બાબા એતેબાર, અને તેમાં કોઇપણ પ્રકારની ઝાતીયાતથી વિવાદ ન કરવો.

## અપની રાય–મારો અભિપ્રાય.

મારા અભિપ્રામ પ્રમાણે તો આ સઘળા ધર્મો ઉસુલના ઘડનારે ઠીક ઠીક ઘડયા હતા. અને તે સર્વને ઘડનાર એકજ ઝાત અથવા વ્યકિત હતી. કેમકે પહેલો તો તેનો ઇરાદો સઘળે ઠેકાણે એકજ છે. તેજ ખુદા, તેજ અંકેલો, તેજ તમામ એહલે આલમ, તેજ તોકે ગુલામી. પણ દુનીઆ નાસમજ હોવાથી તેણે તોહિદમાં વધારો કરીને ધર્મને બરબાદ કરી નાખ્યા. હું તો એમજ કહીશ કે તે પ્યારી પ્યારી સુરતો જેમને અવ-લીયા, અંબીયા કહેવામાં આવે છે, તે બધા કોટિ કરવાને લાયક હતા. બીજી વાત એ છે કે તેમને માનનારાઓએ તેમને સિંદુર વિ૦ લગાડીને બેડોળ બનાવી દીધા. ધોખામાં લોકો તેમને બુરા (ખરાબ) કહે છે. તે કુદરતી નકશો કે જેનો મોઅલ્લમ ખુદા છે, તેનું કયાં ઠેકાણું છે? જેમને ઇલ્મ અને અકકલ જેવી નાકાર (કામ વગરની) વસ્તુઓએ મુતાસિર (અસર) ન કીધા હોય, બલ્કે તેમણે આ દારે ફાની (ક્ષણ ભંગુર દુનિઆ)ની અકકલને ઇલાહી અકકલની પેઠે કરી લીધી હોય. કેમ તે લોકોને દિલથી વધારે પ્યારા ન હોય કે જેમણે ખુદાતાલાના દરબારમાં ખુરસી, ચંદ્રક, અને સનંદ પ્રાપ્ત કરી હોય? રહી ગઈ માત્ર તેમની શરીઅતો, અને હિદાયતો, જે તેમણે અમને ખુદાની રહેમત તરીકે આપી હતી. અમે તેમને બરબાદ કરી નાખી અને અમે જસાથી વધારે નફરત (ધિક્કાર)ને પાત્ર છીએ.

# પારસીયુંકી મઝાહેર પરસ્તી.

અગર પુજા નહિ હોય તો માત્ર એક પ્રકારનો મુજાહેદેહ કલબી હશે. એક રયાઝત અનાસરેહ હસે. હિંદુ લોકોની મુર્તિપુજા, જ્યારે મુર્તિપુજા નહિ હોય, ત્યારે માત્ર મુરશદનોજ તસઉવર હશે. ઇસાઇયુકી કસરત જ્યારે કસરત નહિ હોય, ત્યારે નુબુવતની સાથે ખુદાતાલાએ સાહેબ નુબુવતને રૂહુલ્લાહ કરીને પોકાર્યા હસે.

મુસલમાનોમાં શરેહના હુકમોની વિરૂધ્ધ વરઝી, ફિરકાઓનો મતભેદ નહિ હોય, કેવો પ્યારો સમય, કેવો સારો સધ્યારો થશે, જેને બગાડીને આજ કાંઇ ને કાંઇ આલમ દેખાડવામાં આવે છે. હું કહું છું અને સાચું કહું છું કે આલમ એકજ હશે, અને હકપણ એકજ છે. ખબ્શ નફશાની, અફરાત ઇન્સાની અભિમાન અને કરોધ રૂપી જળ પ્રવાહ દુનિઆને ડુબાવી રહયો છે. અને માણસને માણસ સાથે નફરતનું હથિઆર મતભેદ છે. દરેક ફિરકામાં કેટલાક કાબેલ મુફસિદ હોય છે જેઓના કાબેલોને પોતાના હાથમાં લઇને મનતિક (લોજિક)ના ચકકર દેખાડે છે. પછી તેમની પાસે એવાં કામ કરાવે છે કે જે ઇન્સાનોના અખલાકથી વિરૂધ્ધ હોય. એક તરફ કુફર અને શિર્ક શિખવે છે, અને બીજી તરફ તઅસ્સુબ (ધર્મ જોશ) અને તેવીજ બીજી તબાહીઓ (બરબાદીઓ) શીખવે છે. લોકો તેમને પોતાના આગેવાન બનાવી લે છે અને તેઓ આરામથી સુખ રહે છે. મુર્ખાઓની કમાઇ તેમનો બેતુલમાલ બની જાય છે. અને તેમને હલવા માંડાની બની જાય છે. મિલ્લતે ઇલાહી ઉપર પડદો પડી જાય છે. અને ખરા હાદીઓ (ઉપદેશક)ને તેમને દુર કરવામાં એવી એવી મુશ્કેલીઓ નડે છે કે તેઓ નબી, રસુલ, હબીબ (મિત્ર) હોવા છતાં તેઓ મસાએબ દુનિઆ અને દુસ્વાર (અશકય) ગુઝાર (જવું, પસાર થવું) રાહ (રસ્તા)ના મુકલ્લફ બની જાય છે. અને તેની જીંદગી આ ક્ષણ ભંગુર દુનિઆ, અને મુર્ખાઓના શોકમાં એવી કાબેલે ઇબારત થઇ જાય છે કે જેના ભેદથી આત્મા પણ કંપી ઉઠે છે.

# મુસલમાનું કે પરાગન્દેહ અવરાક સને વફાતસે.

## પહેલા નઝાઅ.

સઘળી હુજ્જતો પછી જનાબ ખાતેમુલ મુરસલીન સય્યદુલ અવ્વલીન અને આખેરીન હઝરત મહમદ મુસ્તુફા સ. અ. વ. જન્નત ગુઝીં (સ્વર્ગવાસી) થયા ત્યાર પછી પહેલો ઝઘડો એ થયો કે સરદારી કોને આપવી? આમ લોકોએ એકમતે હઝરત અબાબકર સિદીક રદી. ને પોતાના ખલીફા તરીકે સ્વીકર્યા. બીજા દિવસે કેટલાક લોકો તે કામની વિરૂધ્ધ પડયા. અને તેમણે ઠરાવ કર્યો કે હઝરત અલીને ખલીફા બનાવવામાં આવે. હઝરત અલી અલય હિસ્સલામે હઝરત સિદીક અકબર રદી.નેજ ખલીફા તરીકે સ્વીકાર્યા. આ વાતનો સર્વત્ર સ્વીકાર થયો. કેટલાક વિરૂધ્ધ પણ પડયા પણ તેઓ કાંઇપણ કરી શકયા નહિ. જો અમે તે ફિરકાથી એવો પ્રશ્ન પુછીએ કે ઇમામના અમરમાં કેમ તાખીર (વાર) કરવામાં આવી? તો તેઓ તે મોટી ઝીલ ઉપર એવો અંદેશો નાખે છે કે "તકઇયો" કરવામાં આવ્યો. હઝરત અલી રદી. અને તકઇયો? લાહઉલાવલા કુવત, કઇ આંખમાં કુદરત છે? કયાં અંતઃકરણમાં શકિત છે? કયા કલ્બમાં હસ છે? કે જે મઉલા સામે આંખ ઉંચી કરીને જોઇ શકે? અને તેમાં તકઇયા રુપી રમુજની જરૂર પડે? અમે પુછીએ છીએ કે જો ત્યાં તકઇયો કરવામાં આવ્યો તો કરબલાના મેદાનમાં તેમ શા માટે ન થયું? છેવટે અમરૂનસની હાર થઇ. હઝરત સિદીક રદી. પછી ખીલાફત હઝરત ઉમર રદી ને મળી. તેમની પછી હઝરત ઉસમાન રદી. અને તેમની પછી હઝરત અલી રદી.ને મળી. અર્થાત ખીલાફત જયાંથી નિકળી હતી, ત્યાંજ જઇ મળી. હવે નઝાઅની ઘડીઓ શરુ થાય છે. ઇમામ અને એહલેબેતની કતલથી નુબુવતનો દોર પુરો થયો, અને ઇમામતની ચુપકીદી ભરેલી હુકમત અમલમાં આવી.

ખીલાફત સબકસાર થઇ ગઇ અને ઇમાની અને બેઇમાની વચ્ચે યુધ્ધ થયું, ખીલાફત એ શબ્દ બની ગયો. શબ્દમાંથી "નઝમ." નઝમ કાયમ રહ્યું અને હકાયક છુપાઇ ગયા. આ બીજો ફિરકો છે. નુરનારનો મુકાબલો, નારમાં અઝતરાર, અઝતરાર વજેહ હિજાબ, દુશમનીએ નુર

એજ અત્યાચારની શાન કે જે દરેક નબી પછી પેદા થાય છે, આ ત્રીજો ફિરકો. બસ તેજ તસલીસ [ત્રિમુર્તિ] જેની નુમાઇશ (દેખાવ) અને તમાશા ઉપર હઝરત ઇઝરાઈલ અ૦ હમેશાં રમતા હતા, તે અહિંપણ કાયમ થઇ ગઇ. કબીલે નુર ઇમામતમાં આને હાર (પરાજ્ય) આપવાની ચિંતા થઇ. લોકોને સમજાવવામાં આવ્યું કે જરા વિચાર કરો, હકીકત કાંઇ બીજીજ વસ્તુ છે, વ્યવસ્થા કાંઇ બીજી વસ્તુ છે. વ્યવસ્થા કરવાના કામોમાં સાહબે અમર કોણ છે, નબીએ પોકારીને કહ્યું છે "અના મદેયન તુરા ઇલમે વ અલીયુન બાબોહા" મારેફત અને તઉહિદની તકતી કરવામાં આવી નહિ. ઇન્તેઝામાત આપવામાં આવ્યા છે, વ્યવસ્થાપકોની સઆદત જુઓ કે તેઓ પોતે તઉહિદનો પાઠ પઢવા માટે અહિં આવે છે. નઝથી આલમમાં હકુમત અને દાદોદહશનો હાથ તો તેજ હાથ છે કે જેમાં નુરની મશાલ હોય. સમજનારા સમજી ગયા અને વખત પુરો થઇ ગયો. જેઓ ખોટા આક્ષેપો મુકતા હતા, તેમની જીભ કપાઇ ગઇ. જેઓ દુનિઆમાં વજાહતે દુનિઆના દિલદાદેહ (દિલ, મન આપનાર) હતા, તેઓ લબ્બેક કહીને કબરોમાં જઇ સુતા. અહિંઆં તનાઝઇનમાં પહેલો નંબર ઇસનાઅશરી કે જે ભવિષ્યમાં થનાર નુજુદની કોમ હતી. બીજું ટોળું એહલે સુન્નત વલજમાઅત ત્રીજું ટોળું ખારજીઓનું હતું, ચોથું ટોળું બીબી ફાતમા રદી. અને હઝરતઅલી રદી. નું કુટુંબ હતું.

## દુસરા પાટ-દુસરા નિઝાઅ.

કેટલેક દરજ્જે ઉલટ પલટ થયા પછી દુનિઆએ પાછો પલટો ખાધો. ઇમામતમાં ઝઘડા પેદા થયા. જનાબ મઉલા ઇસ્માઇલીથી શાહાદતે ઇમામતનું અકશ લેવા ચાહ્યું. એક બાજુએ ઇમામત, અને બીજી બાજુએ ઝુલમતના થંભ રોપાયા. જુની વાર્તાઓ ફરી શરુ થઈ. આખરે એવો ઠરાવ થયો કે આલમ ઝુલમાની છે, ક્યાં પણ અજવાળું બાકી ન રહે. નુર કદીપણ બુઝાતો નથી. તબલેગ ઓછી થઈ જાય છે દુનિઆને માટે લોકોએ હમેશાં ધર્મ ઉપર પડદો નાખ્યો છે. છેવટે એ

થયું બાર ડગલા ભરીને ચુપ થઈ ગયા. બધા ફિરકાઓ એકદમ ઉછળી પડયા, જે લોકો સાહબે કસબ હતા, તેમણે તઅલીમે હયાત. જે પહેલા દફિરમાં હિદ્દાયતને માટે અને ઇમામત અને ખીલાફતને માટે સમજાવવમા આવી હતી તેને મજબુત પકડી લીધી. જેઓ વહાણમાં બેઠા પાર ઉતર્યા અને જેઓ દરિઆમાં રહયા ડુબી મુઆ.

## તીસરા બાબ–તીસરા નઝાઅ–નઝારી ઓર મુસ્તઅલી.

હઝરત ઇમામ ઇસ્માઇલ અલય હિસ્સલામ પછી કેટલાક વખત સુધી સકુત અને વિશ્વાસ સાથે ખીલાફતનું કામ ચાલતું રહ્યું. અને કોઇપણ પ્રકારનું ઇમતેહાને શહાદત કુદરતના નાઝીલ થએલા હુકમોમાં થયું નહિ. પછી ઝમાનાના ઈમામને બે પુત્રો થયા, મોટા નઝાર અને નાના મુસ્તઅલી. ઇમામતની નસ હઝરત નઝારને કરવામાં આવી અને રાજ્ય સત્તાએ ઇમામતની સાથે રાજ્ય સત્તાના રિવાજ પ્રમાણે વર્તાવ કર્યો. રાજ્ય સત્તાએ અત્યાચાર કરીને ઇમામને ઘરબારનો ત્યાગ કરાવ્યો મારામારી અને કાપાકાપીનો આરંભ થયો અને તે એટલે સુધી કે ઝમાનાના ઇમામની જાત પણ આફતમાં આવી પડી. અમીર જ્યુસે જે અત્યાચાર કર્યાં છે, તે ઇતિહાસના વાંચકોને તો બરાબર યાદ હશે. અને ઇસ્લામી આલમમાં તે વખતે જે અશાંતિ અને બેચેની ઉત્પન્ન થઇ હતી, તે પણ કોઇનાથી અપરિચિત નથી. જો કે પોતાના ઉસુલ પ્રમાણે મુસ્તઅલીને ઇમામ પણ બનાવવામાં આવ્યા. અને સાચા જુઠા કિસ્સાઓ પણ પુસ્તકોમાં લખાયાં પણ કુદરતે થોડાજ વખતમાં તેનો નિર્ણય કરી નાખ્યો અને હઝરત મુસ્તઅલીની ઇમામત બે પેઢી સુધી પણ કાયમ ન રહી. અને એકજ પેઢી પછી પુત્ર પરિવારનો સબંધ બંધ થઇ ગયો. અને ઇમામતના તાર કપાઇ ગયા. તેનાથી વિરુધ્ધ નઝારીઓમાં ઇમામત કાયમ રહી. અને તે આજ સુધી કાયમ છે. મુસ્તઅલીઓએ પણ ઇસ્નાઅશરીઓની પેઠે ઇમામતનો સિલસિલો તોડી નાખીને ઇમામતનો કારભાર દાઇઓના હાથમાં સોંપી દીધો. નઝારીઓએ તે દાવો કે જે તેમણે ઇસ્નાઅશરીઓ સામે કર્યો હતો, તે મુસ્તઅલીઓના કારણથી

છુપાઈ ગયો. નઝારીઓનો દાવો એ હતો કે ઈમામત ખુદાતાલા તરફથી કાયમને માટે નિયત થએલી છે. હઝરત ઇસ્માઇલ અને હઝરત મુસા કાઝમની ઈમામતના સંબંધમાં સઉથી સારી દલીલ તો એ છે કે ઇસ્નાઅશરી ફિરકામાં ઈમામત હક (ખરી) નહિ હોવાથી બાર દરજ્જા પછી તે તુટી ગઇ. નુફુસ કુદસીયે પોતાની અંદર સિફાતે ઇમામત પેદા કરી લેછે.

અઇમએ ઇશનાઅશરેહને તકરરુબ પ્રાપ્ત હોવાથી, તેમાં નુફુસ કુદશીયે પ્રાપ્ત થયા, અને તેમણે ઇમામત કાયમ રાખી. કોઇપણ વસ્તુમાં તગઇર-યરાત એકદમ પેદા થતા નથી, અને કોઈ પણ રાજ્ય એકદમ નથી તુટતું. ઇશનાઅશરી શીકસ્તમાં બે ચાર નશીનો જરૂર થઇ હશે. પછી ઇમામત રૂખસત થઇ ગઈ. હું મુસ્તઅલીભાઇઓને પુછું છું કે આપનો પહેલો દાવો કે જેમાં આપ ઈમામે ઝમાનને મઅસુમે ગેબ સમજો છો, તો શું આપને માટે આ વાજબી નથી કે આ શિકસ્તેહ—તુટેલી ઇમામતના સિલસિલાને પોતાનીજ ભુલ સમજીને પોતાના હાઝર ઇમામને પાછા મનાવી લો, અને જમીનનો ઝઘડો જમીનમાંજ મુકી દઇને અમીર જીવસ-નો કિસ્સો તેની સિપેહસાલારી ઉપરજ પુરો દો? યાને એક દુનિઆ તશઉવુફની કિતાબોને ફાડી નાખે, અને લકા અલ્લાહને મહમ્મીલ માની લે, અથવા અરતકાનો મશલો જાએઝ રાખે, જેમાં માત્ર ઈમામત નથી, ખુદા, રસુલ, ઇમામ ખલીફા, મર્દ કામિલ બધા કિસ્સા કહાની રૂપે થઇ જાય છે. અને જો ઇમામ કોઇ જાહેર અને જરૂરી નુર છે, અથવા મર્દે કામિલની ઝમાનાને જરૂર છે. અને દુનિઆ તેમજ ઇન્સાને અલ્લા-હના ખલીફાની જરૂરતને માનતા હોય, તો તે મર્દ કામિલ, તે ઝમાના-નો ઇમામ, તે આલમનો ખલીફા અમને દુનીઆમાં દેખાડે, જેના પ્રકાશથી દુનિઆ પ્રકાશી ઉઠે. રહી ગયા તે ઇમામ કે જે વાદળોમાં છુપાઇને હવાનું પાન કરીને આયુષ્યના શ્વાસોને ગણી રહયા છે. તે શાયદ પક્ષીઓના ઇમામ હશે. અમને તો તે ઇમામની જરૂરત છે કે જે અમા-રી પાસે મોજુદ હોય. અને અમને કુરાન શરીફ કે જેના ઉપર શ્રધ્ધા રાખવી એ અમારી ફરજ છે, કે જેને કેટલાક ગેરઅંદેશ લોકોએ મન-તિકી દલીલો વડે એક ચકરાવાવાળા રસ્તા સમાન બનાવી દીધો છે, તેને ખુદાતાલાની ઇચ્છા પ્રમાણે સમજાવી શકે. ખુદાએ જે યુકિત અમારા આ ફસાદોને માટે બતાવી છે તે મનતિકી દલીલ નથી. જેને કિતાબી

મોઅલ્લમ (જાણનારા) હાંસી હાંસીને સમજાવે છે, તે તો સાફ અને સીધા શબ્દો છે કે જે તરતજ સમજી શકાય. આનું પરિણામ એ આવ્યું કે હવે દરેક અંતઃકરણ ગુમરાહ થઇને સુકાઇ ગએલા ઇસ્લામનાં ફરમાબરદાર બની ગયું, અને તેને પોતાનાજ શિક્ષણ ઉપર શ્રધ્ધા છે. એકજ આયતનો અર્થ સુન્ની અને શીયા લોકો જુદી જુદી રીતે કરે છે, તેમજ ખારજી અને સુફીલોકો પણ જુદી જુદી રીતે કરે છે. આ બધા કહેનારાઓ અમારા ગળા ઉપર છરી રાખીને અમને પુછે છે કે "કેમ સમજ્યા?" પણ અમે તો આશ્ચર્યચકીત થઇને તેમનું મોઢુંજ જોયા કરીએ છીએ- અમે તેમને ઘણીવાર પુછયું છે કે જે શબ્દો આપ કહો છો, તે ઇલાહી છે, ઇરશાદી છે કે ઘડેલા છે? આનો જવાબ એ મળે છે કે "આ તો ગુમરાહીની વાતો છે, જો એવું કહેશો તો અમે તમને નાસ્તિક કહીશું."

દાઈ એવા શખ્સનું નામ છે કે જેના ઉપર ઇમામને તબલેગને માટે વિશ્વાસ હોય. દાઈ તેને કહેતા નથી કે જે ઈમામના અનવારે ઝાતીનો ભાગીદાર હોય. જો સો પચાસ દાઇ હોય તો એક બીજાનો અભીપ્રાય જાણવાની અમને તક મળે. માત્ર એકજ દાઇ હોવો, અને તેની સત્તાઓ એટલી વિશાળ હોવી કે તે ઇમામની શાન સુધી પહોંચી જાય એ શિર્ક નથી તો બીજું શું છે? મુજતહેદ ઇજતેહાદ કરનારને કહે છે, પણ મજતહેદના સંબંધમાં એવું કદી પણ જોવામાં આવ્યું નથી કે તે મુતસફ બેઅખલાક અલ્લાહ હોય, અથવા મઅરફતે ઇલાહીથી મઅમુર હોય. જ્યારે આ પ્રમાણે હોય ત્યારે તેનું ઇજતેહાદ શું? માત્ર તેમાં અકલનોજ દખલ હશે, અને અકકલના કાબીલ એતેબાર ગવાહ હોવાથી, એવો શખ્સ કે જે પોતાના અભીપ્રાય ઉપર પોતે પણ વિશ્વાસ ન રાખતો હોય તે અમારે માટે હુજ્જત કેવી રીતે થઇ શકે છે?

## કુરાન પાકકી તઅલીમ-કુરાન પાકનું શિક્ષણ.

"અતી ઉલ્લાહો વ અતી ઉર રસુલો વ ઉલુલ અમરે મિનકુમ વ અન તના ઝઅતુમ વરદ વ અલલાહે વ અલલ રસુલો." "તાબેદારી કરો

અલ્લાહની, અને તેના રસુલની, અને જો તમારામાં માંહો માંહે કાંઇ ઝઘડો હોય તો તેને રજુ કરો અલ્લાહ અને તેના રસુલ તરફ." "અતી ઉલ્લાહો" અમારે કુરાન શરીફમાંથી જરૂરી કાયદો શોધવો જોઇએ. અને જો કુરાન શરીફમાં જોવામાં ન આવે તો હદીસ શરીફમાં તેની શોધ કરવી જોઇએ, તેમ છતાં પણ જો સંતોષ ન થાય તો અલ્લાહ અને તેના રસુલની તરફ રજુ થઇ જવું જોઇએ, અર્થાત તે મશઅલાને દિલમાં રાખીને રાત્રે સુઇ જવું, સવાર સુધીમાં ખુદા આવીને સમજાવી જશે, અથવા સ્વપ્નામાં તેનું નિઃરૂપણ થઇ જશે. રસુલની તરફ તેને રજુ કેવી રીતે કરવો જોઇએ? શું ઉંટો ઉપર સામાન લાદીને મદીને જવું જોઇએ? અને જાળીઓમાંથી રસુલે પાકની સેવામાં પહોંચાડવું? પ્રસ્તુત શ્લોકનો અર્થ એવી રીતે કરવો જોઇએ કે કુરાનના હુકમની તાબેદારી કરો, તેમજ હદીસના હુકમની પણ તાબેદારી કરો, તેમ છતાં પણ જો ઝઘડો થાય તો કુરાન શરીફ અને હદીશ શરીફ જોઇ લો. આમાં એક શબ્દ "ઉલુલ અમર મીનકુમ" મેં જાણી જોઇને પડતો મુકયો છે. આટલાજ કારણથી કે જો તેનો હેતુ પુસ્તકોના મુલ્લાં હોય તો તેઓ પોતેજ લડી રહયાં છે, પછી અમે ફેંસલો કોની પાસે કરાવીએ? મુકલ્લદ કહે છે કે તકલીદ વાજબી છે. ગેર મુકલ્લદ કહે છે કે તે ગેર વાજબી છે. સુન્ની કહે છે કે તફસીરમાં આ પ્રમાણે કહયું છે, તો શીયા કહે છે કે તફસીર ખોટી છે. શીયા કહે છે કે મુજતહેદનો કોલ ઇમાન છે, તો સુન્નીઓ કહે છે કે, મુજતહેદ કઇ બલાનું નામ છે? આ બધા અમારા ઉલુલ અમર! આમાંથી અમે કોનું માનીએ, અને કોનું ન માનીએ? નઝારીઓ કહે છે કે તાબેદારી કરો કુરાન પાકની, અને હદીસની, અને ઉલુલ અમરની, અને જ્યારે કાંઇ ઝઘડો થાય, કે જેનો નીર્ણય ઉલુલ અમરથી ન થઇ શકતો હોય તો ઇમામ પાસે જઇને તેનો નીર્ણય કરાવો. તે તમને એવી રીતે સમજાવશે કે જેવી રીતે ખુદા તાલાના રસુલે સમજાવ્યો છે. ઇન્સાફ કરો તો આજ ભાવાર્થ મનમાં સમાય છે. પણ અમે તો ઇમામને માનતાજ નથી. ઝમાનાના ઇમામતો પોશીદા (ગુપ્ત)—અથવા ગાયબ (ગુમ થએલા) છે. જ્યારે આ પ્રમાણે છે, ત્યારે આ બધા મસલાઓ નીર્ણય વિનાના પડયા રહયા. તેમનો સમજાવનાર ગાયબ થઇ ગયો છે.

# ઇશનાઅશરી ભાઇયુંસે ગુઝારીશ-ઇશનાઅશરી ભાઇઓને વિનંતી.

મુસલમાનોમાં કેટલાક ફીરકાઓ એવા પણ છે કે જેઓ ઈમામતના વખાણ ઇમામના હામીઓથી જુદીજ રીતે કરે છે. ઇમામ શબ્દ તો તેમને ત્યાં પણ મોજુદ છે. પણ જે અવસાફ અમે અમારા ઇમામોમાં જોઇએ છીએ તે તેમનામાં નથી. દાખલા તરીકે સુન્ની લોકો મસીદમાં જમાઅત કરાવનારને પણ ઇમામ તરીકે માને છે. જે મુસલમે આલમ અથવા મુજતહિદ હોય તે પણ ઈમામ કહેવાય છે. ઇમામતને માટે મારેફત વાજીબ નથી. એમને ત્યાં એવા ઇમામો પણ ગુઝર્યા છે કે જે મારેફતને પ્રાપ્ત થયા હોય, પણ તેમણે હકીકત શનાસી (જાણવાનો) દાવો કર્યો નથી. જેવા કે હઝરત ઇમામ મુસ્લીમ રદી વિ૦ એમને ત્યાં ઇમામને માટે આટલાજ વખાણ પુરતા નથી. અમે ઇમામને એવા માસુમ અને એવા હાદી ગણીએ છીએ કે જેની મારેફતથી ખુદાતાલા સુધી પહોંચી શકીએ છીએ. બીજા લોકો પેગમ્બરના કોલને જેટલું માન આપે છે, તેટલું અમે ઈમામના કોલને માન આપીએ છીએ. ઇમામથી ભુલ થાય એ અમે માનતા નથી. ઇન્સાફ પણ તેજ કહે છે કે જે ઇમામ નુબુવતનો કાયમ ઇમામ હોય તે ઉમ્મત (ધર્માનુયાયીઓ) માટે આમ હોવો જોઇએ. તેને માટે મુકરર વખત કેવો? અને બાર ઇમામ પછી ગાયબ થઇ જવું એ શું? આપ સુન્નત જમાઅતથી સત્યની શોધમાં માત્ર બે ચાર ડગલાજ નહિ, પણ મારેફતમાં બાર ડગલા આગળ વધેલા છો. પણ આવી પસ્તીની તરફ આપનું લક્ષ કેમ જતું નથી? અને બાર ઇમામો પછી તમે મિત્ર રહીત કેમ થઇ ગયા? અને મુજતહિદોના હાથમાં કેમ જઇ પડયા? જો તમે આવીજ રીતે રહેશો તો સુન્ની લોકો તમારાથી ઘણા આગળ વધી જશે. કેમકે તેમણે તસઉવુફનો એક નવો પાટ તઈયાર કર્યો છે. માત્ર નામોમાંજ ફેર છે. નઝારીઓ પોતાના ધર્મ ગુરૂને ઇમામ કહે છે અને સુફી લોકો મુરશદ અથવા મર્દે કામિલ કહે છે, માત્ર તેમના ઉપર અટકલ અથવા ટોલાનોજ આક્ષેપ આવે છે નહિતો તેઓ આપનાથી ઘણા આગળ વધી ચુક્યા છે. આપની પાસે મારેફત અને હકીકતના શિક્ષણોનો કોઇ ઉપાય રહયો નથી. અને જે છે તે

એજ છે કે ઇમામોના શોકમાં અશ્રૂપાત કરો. હત્ભાગ્યે અશ્રૂપાત એ હિંદુસ્તાનમાં એક ઢોંગ રૂપ થઈ પડયું છે, જેને જોઈને માણસો તો શુ, પરંતુ તેમના ફરિસ્તાઓ પણ નફરત કરે છે. કદાચ આપ એમ સમજતા હશો કે હું આપના રૂદનને ધિક્કારૂં છું, અથવા તેના પ્રત્યે હાસ્ય કરૂં છું પણ વસ્તુત તેમ નથી. જો મનને કાંઇક લાગતું હોયતો તે એજ કે ઇમામોના સમ્બંધમાં જુઠી સાચી વાતો જોડી કાઢીને જ્યારે આપ રૂદન કરો છો, ત્યારે અમને ખેદ થયા વિના રહેતો નથી. કેમકે તે એક બનાવટ છે. જો બનાવો સાચા હોય, અને કોઇ મુશરક અથવા આમ માણસનું આવું વર્ણન આપવા માંગે જે મરશીયા રુપે અમારી સમક્ષ રજુ કરવામાં આવે છે તો કાળજું ઉછળીને મોઢામાં આવી ગયા વિના રહે નહિ. શું જલીયાનવાળા બાગના મઝલુમો માટે અમે નથી રોતા? અથવા સ્મરનાના મઝલુમોની ફરીઆદ નથી કરતા? અને તે સ્વદેશ પ્રેમ, અને કોમની હમદર્દીના કારણથીજ. શું કોઇ મઝલુમ ખ્રિસ્તિનું દુઃખદાયક વર્ણન સાંભળીને અમને રડવું નહિ આવે? તેજ પ્રમાણે જો અમે તે નાપાક દફતર વિષે સાંભળીને ગમે હુસેન રદી. વિષે શોક કરીએ તો આમ લોકો મુશરિક, અને કાફિર લોકોના ગમ તથા ગમે (શોક) હુસેનમાં ફેર શો? રોવાનું સાર્થકતો ત્યારેજ કે અમારા મન ઉપર તેવી અસર થઇ હોય. બલા ઉપર બલાતો એ છે કે કાળાં લુગડાં પહેરવામાં આવે છે અને અલમ નિશાન વિ. ચિન્હો પણ ધારણ કરવામાં આવે છે. તેવોજ નમુનો મજલિસમાં પણ જેવાગાં આવે છે. આ સઘળી વાતો ધર્મ વિરૂધ્ધ છે. જેનો અર્થ એજ કે ગમે હુસેનતો દિલમાં છેજ નહિ. મનમાં ઠોકરો મારી મારીને તેને રજુ કરવામાં આવે છે. જ્યારે આ પ્રમાણે કરવા છતાં પણ અસર થતી નથી, ત્યારે દુલદુલ અને કાગળના તાબુત બનાવવામા આવે છે. અને તેને જોઇને રૂદન કરે છે. મારફતે ઇલાહીને માટે મોહબ્બતની અગત્ય છે. અને મહોબતને માટે મોહબ્બતના સામાનની જરૂર છે. અને જો તે હાથમાં આવી ગયું, તો આ જાહેર બુત પરસ્તી છે. જો આપ વિચાર કરો તો માર્ગ બહુજ નિકટ છે, અને ઘણો સહેલો છે. ઇમામતને જાહેર કરો અને નબીના વંશમાંથી પોતાનો ઇમામ શોધી લો. ઇમામ સદા મોજુદ રહે છે, અને તેજ તમારો માર્ગ દેખાડનાર ભોમીઓ છે. અને તેજ તમને ઇજતેહાદની ભુલોથી બચાવીને છેલ્લા મુકામ સુધી પહોંચાડી દેશે. અત્ર રહી

ગયો એક શક, કે જેનો છેડો બુધ્ધિશાળીઓ આગળ આશ્ચર્ય છે. તમામ પેગમ્બરો ઉપર લોકોએ આક્ષેપો મુક્યા છે. કોઇ વલી પણ આરોપથી બચી શક્યો નથી. બચ્યો તો તેજ બચ્યો કે જેણે કલ્બને ગુમરાહ થવા ન દીધો અને તેણેજ પોતાના ઇમામથી કાંઇક લાભ પણ મેળવ્યો. ઇમામ માસુમ છે, અને બસ રસ્તો સાફ છે. અલબત એટલું તો ખરૂં છે કે ઇમામની કેટલીક વાતો અમારી નાકિસ બુધ્ધિથી સમજી શકાય તેમ નથી. જેવી રીતે તેમની શખ્શીયત લાશાની છે, તેવીજ રીતે તેમનાં કેટલાંક કામો પણ તેવાંજ છે. પછી આવી નકામી શંકાઓથી દિલને ભ્રમિત શા માટે કરવું જોઇએ? આપે બાર ઇમામો પછી ઇમામને ગાયબ કેમ કરી દીધા? કોઇપણ ઇમામના કોલથી આ વાત પુરવાર થતી નથી. ન્યાયતો એજ કહે છે કે સિલસિલો તુટતાંજ પોતાની ભુલ સુધારી લેવી હતી અને જનાબ સઇયદના ઇસ્માઇલનો દાવો કબુલ કરી લેવો હતો. ભાઇઓ! તમારી શોધમાં તબર્રાનો તો સમાવેશ થાય છે. તબર્રાનો અર્થ એજ થાય છે કે જેમણે આલે નબી અથવા ઝમાનાના ઇમામને સતાવ્યા હોય તેમનો તિરસ્કાર કરવો. તો શું તમે ઇન્કાર કરી શકો છો કે હઝરત ઇસ્માઇલ આલે નબી અને ઇમામ ન હતા? તમારી માન્યતા પ્રમાણે પણ તેઓ ઇમામતો હતાજ. તો જે લોકોએ હઝરત ઇસ્માઇલ ઉપર જુલમ ગુજાર્યો, તેમના તરફ તિરસ્કાર કેમ દર્શાવતા નથી? તે દયાળુ છે નહિતો આપણું ઠેકાણું ક્યાં હોય? પણ એતો બતાવો કે કોઇપણ લશકરે સેનાધિપતિ વિના રણક્ષેત્રમાં જીત મેળવી છે? હું સાચું કહું છું અને મને ખાત્રી છે કે ઇમામ મોજુદ છે. પણ અમારી બદ ગુમાનીયોએ તેને ગુપ્ત રાખ્યો છે. અમારું અંતઃકરણ આંધળું છે. જે દિવસે કલ્બની સિફાત પ્રાપ્ત થશે, અને જે દિવસથી અંતઃકરણ શેતાનના પંજામાંથી મુકત થઇ જશે, તે દિવસે ઇમામ પોતે જાહેર થઇ જશે. માણસ કોઇને ત્યાં ત્યારેજ જાય છે કે જ્યારે તેને તેના તરફ કાંઇપણ ભાવ હોય જ્યારે મોહબ્બતજ ન હોયતો મહેમાન (પરોણો) ઝખ મારવા માટે આવે?

## સુન્નીભાઈઓને અરજ.

નઝારીઓ અને સુન્ની લોકો વચ્ચે એટલા મતભેદો છે કે જોનારાઓ ઇસનાઅસરી અને નઝારીઓને એક સરખા માની લે. પણ તે બીલકુલ ખોટું છે. ગફલતની તરતીબ હમેશાં હસ્તીને નેસ્તીમાં ફેરવી નાખે છે. નહિતો નઝારીઓ અને સુન્નીઓ લગભગ એક સરખા છે. અલબત મુલ્લાં લોકોએ બન્નેનો સબંધ એવી રીતે તોડી નાખ્યો છે કે જે ફરીથી જોડી શકાય નહિ.

## એહલે સુન્નત વ જમાઅત નાઝિમે કુનેન બનના ચાહતે થે.

એમણે એક બાજુએ મઉલાઅલી સાથે સબંધ જોડીને તરતીબ ઇમાનીનું નામ તસઉવુફ રાખ્યું. બીજી તરફ ઇસ્લામ અને રાજ્ય મળવાના કારણથી દુનિઆની પ્રસ્તાવના કરવા માંડી કે ખલીફાઓની ખીલાફતથી શરૂ થઇ. નઝારીઓ માત્ર તરતીબે શહાદતનેજ હુજ્જત માને છે. અને દુનિઆની ક્ષણ ભંગુર શહાદતોથી અલગ રહયા છે. શહુદના રસ્તામાં સુન્નીઓ નઝારીઓ સાથે છે. પણ ઉસ્તાદી એવી કરી છે કે સિયાસતમદીને સિયાસતમદન સાથે જોડી નાખી. અને ચાર દિવસ પછી તેને પણ ખીલાફત કુબરા (મોટી)માં જોડી નાખી. અને માત્ર અલીની ઝાતજ જમીઅ મુકારમ બની ગઇ. કોઈ સુન્ની મઉલા સિવાય દઉલતે કુફ્ર જે મારેફતનો ઝરીયો છે, તે પ્રાપ્ત કરી શકતો નથી. સહાબાના ખીલાફતને માટે રાજ્યના હામી ગણવામાં આવે છે. અને તે સિયાસત પણ છેવટે કુફ્રેહમાંજ ગુમ કરી નાખે છે.

આગળ જેટલી મનઝિલો આવે છે, તે સુધી લોકોએ સારી રીતે હલ કરી છે (સમજાવી છે.) હું કવિતા રુપે તે જાહેર કરી ચુકયો છું. વ્હાલાભાઇઓ! આવો! અને પોતાના મહેબુબને જોઇ લો. તમે હદયમાં

નથી. તમે પોશીદા અથવા અખફાયાયર વફનતનો નવો કાનુન મુજતહેદ મારફત કરાવતા નથી. આ કારણથી તમને સમજાવવું કઠણ નથી. તમે જેની શોધ કરી રહયા છો તે મોજુદ છે, અને હું કહું તે પ્રમાણે શોધ કરશો તો તમે તેને પ્રાપ્ત કરશો.

## ઈમામે વકત ઓર ઉસકી તલાશમેં કામીયાબ રાસ્તેહ.

### જમાનાના ઇમામ અને તેમની શોધનો ફતેહમંદ રસ્તો.

જો ઇમામત લાબદ વસ્તુ છે, જો ઇમામતના સબંધમાં બધા મુસલમાન એક મત હોય, પછી તે હઝરત ઈમામ મહેદી મવઉદની ઇમામત હોય, અથવા પોશીદા ઇમામની ઇમામત હોય, અથવા ઇમામ જાહેરની ઇમામત હોય. સહુ પહેલાં મુસલમાન બનવાની કોશીશ કરવી જોઇએ. અફસોસ છે કે અમે આજ સુધી ઇસ્લામથી પણ માહિતગાર નથી. અને અમારા જુદા જુદા ફિરકાઓ જુદી જુદી રીતે પોત પોતાના રાગ ચલાવે છે.

## ઇસ્લામ.

ઈસ્લામનો અર્થ સલામતી એવો થાય છે. તપાસ કરવી જોઇએ કે સલામતી કઇ બાબતની? અને માથું નમાવવું એટલે શું? માથું નમાવવું એટલે નમાઝ પઢવી હોયતો હું એવો પ્રશ્ન પુછું છું કે આ સિજદો કઇ બલા છે? અને આપ કોને કરો છો? આપ જેને મઝાહર પરસ્ત,

અથવા બુત પરસ્ત કહો છો તે ખોટું કહો છો. તેઓ તમારા કરતાં વધારે મુઝાહર પરસ્ત અથવા બુત પરસ્ત નથી. જો તેઓ બુતોને સિજદા કરતા હોય. અથવા તેમણે લાત, મનાત અને ઉઝઝા ઉપરાંત ૩૬૦ બુતોને સિજદા કર્યા હોયતો આપે તે બધા બુતોને એક ઠેકાણે એકઠા કરીને તેનું નામ કાબા રાખી લીધું, અને તેની પુજા પણ શરૂ કરી દીધી. જો બુતખાના (મંદીરમાં) ખુદા ન હોયતો કાબામાં પણ તેનું હોવું મહાલ છે. જો કદાચ તમે આનો આવો જવાબ આપો કે તે અમારા રસુલનો હુકમ છે, તો બીજાઓને પણ તેવો જવાબ આપવાનો હક છે. કદાચ તમે તેનો એવો જવાબ આપશો કે તમે જુઠા છો અને અમે જબરદસ્તીથી સાચા છીએ. આ અજ્ઞાનતા અને ક્રોધની નિશાની છે. અહિંથીજ તમારી દલીલો બંધ પડીને તમારી હાર થશે. અલબત આ તમારી મજબુત દલીલ છે કે અમે અમારા ઇરાદામાં કોઇને પણ પુજા કરવાને લાયક સમજતા નથી. અને માત્ર ખુદાતાલાનીજ તાબેદારી, અને તેનુંજ ઝિક્ર કરીએ છીએ. ખરૂં ખોટું તો ખુદા જાણે છે. લોકોના મનમાં શું છે, અને શું નથી એ સઘળું ખુદાતાલા સિવાય બીજું કોઇપણ જાણતું નથી. જાણ્યું કે હવે દરેક ઇબાદતમાં શિરકતથી બચવાનો પ્રયત્ન કરી ચુકયા. અને ખુદાતાલા તરફ માથું નમાવ્યું. પુછનાર પુછે છે કે ગરદન કયાં ઝુકાવી? ગરદન નમાવવાની મતલબ સિજદો કરવો એમ નથી. પણ તાબેદારી કરવી એવો તેનો ભાવાર્થ છે. કદાચ તમે એ જવાબ આપશો કે હઝુર પેગમ્બરની તાબેદારી કરવી. પણ આ ખોટી વાત. આપ કેવી રીતે કહી શકયા? હઝુરી પેગમ્બર બે મિલ્લતમાં છે, એક જાહેર અને એક બાતિન. બાતિનતો આપને નસીબ નથી, કારણ કે આપનાથી ભુલ થાય છે, અને બાતિનના સાહેબથી ભુલ થતી નથી. નુર ઝુહુર પાક એટલે બાતિનની તરફ મોજુદ છે. અને તેનું દરેક જગ્યાએ અને દરેક વખતે હોવું, અને અમારે દરેક વખતે તેને જોવો તે એટલા માટે કે અમારામાં ભુલ અને કામના ઇરાદાની કુદરતજ ન રહે.

**હીકાયત.**

એક બાદશાહને શકિત વર્ધક દવાની જરૂર પડી. આ કારણથી તેણે ચિકિત્સકોને બોલાવ્યા. પણ કાંઇ ન વળ્યું. પ્રધાનોએ કહ્યું કે આપને સાધુ સંતો પાસેથી તેવી ઔષધિ મળી શકશે, કેમકે તેઓ

આવી ઔષધિઓ વિષે સુપરિચિત છે. મંત્રીની સલાહ પ્રમાણે બાદશાહ હજારો સાધુ સન્યાસીઓ પાસે ગયો. પરંતુ કાંઈપણ લાભ મળ્યો નહિ. એમ કરતાં કરતાં એક ફકીર મળી ગયો કે જેણે તેને એક અકશીરનો નુસખો તઇયાર કરી આપ્યો. આ ઔષધી બાદશાહને ગુણદાયક નિવડી. વાપરવાની રીતીમાં ફકીરે બાદશાહ સાથે હાસ્યનો પણ ઉપયોગ કર્યો. અને દરરોજ પોતાને હાથે દવા આપવા લાગ્યો, દવા એક શીખમાં લગાડીને ચટાડતો, અને સાથે સાથે પોતે પણ પચાસ શીખો ચાટી જતો. બાદશાહને એક શીખ પણ એટલે દરજ્જે પુરતી હતી કે તેની પાસે ઘણી બેગમો, અને દાસીઓ છતાં પણ તેનું મન બહાર જતું હતું. અર્થાંત આટલાથી પણ તેને સંતોષ થતો નહતો. પહેલાં પહેલાં તો બાદશાહને ફકીર ઉપર પુરતી શ્રદ્ધા હતી, પરંતુ જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ તે ન્યુન થતી ગઇ. બાદશાહે મનમાં વિચાર કર્યો કે માત્ર એક શીખના ઉપયોગથીજ જ્યારે હું આટલો બેચેન રહું છું, તો ફકીર પચાસ શીખો ખાઇને કેટલો બેચેન નહિં થતો હોય? મને લાગે છે કે તે એક મોટો વ્યભિચારી માણસ છે. એક દહાડો બાદશાહે કેટલીક ખુબસુરત દાસીઓને ફકીર પાસે મોકલી, તેઓ ફકીરને રીઝવવા માટે આખી રાત પ્રયત્નશીલ રહી, પણ સઘળું વ્યર્થ. સવારે આ વાત બાદશાહના જાણવામાં આવતાં તેની ન્યુન થએલી શ્રધ્ધામાં ઘણો વધારો થયો. પણ ફકીરને સંદેહ ઉપજ્યો, તેણે માની લીધું કે મારી પરીક્ષા કરવા માટેજ બાદશાહે આ બધું કર્યું હતું. આવો વિચાર મનમાં આવતાંજ તેણે બાદશાહને ચમત્કાર દેખાડવાનો નિશ્ચય કર્યો. અને કેટલાક દિવસ વિતી ગયા પછી એક દહાડો વાત ઉપર વાત નિકળતાં તેણે બાદશાહને આખી શીશીની દવા ખાઈ જવાનું કહ્યું. બાદશાહે આશ્ચર્ય-યુક્ત ભાવથી કહયું "પણ મહાત્મન! તેનું પરીણામ શું આવશે?" ફકીરે જવાબ આપ્યો કે "આપના આયુષ્યની આ છેલ્લીજ રાત છે. આવતી કાલે આપ આ પૃથ્વી ઉપર નહી હો. માટે હું આપને એવી સલાહ આપું છું કે આજે રાત્રે બને તેટલો વિલાસ કરી લો." મૃત્યુનું નામ સાંભળીને બાદશાહને ઘણો ખેદ થયો. અને તેણે તે રાત્રિ ઘણા દુઃખ સહિત વ્યતિત કરી. એમ કરતાં કરતાં સુર્યોદય થયો. એક પ્રહર વિતી ગયો, બીજો પ્રહર પણ પસાર—એમ કરતાં કરતાં સંધ્યાનો સમય થયો. પરંતુ મૃત્યુના કાંઇ પણ ચિન્હ જણાયા નહિ. બાદશાહને ફકીર

ઉપર ઘણો ક્રોધ ચડ્યો. ફકીરને દરબારમાં બોલાવીને તેમ કરવાનું કારણ પુછ્યું. ફકીરે કહ્યું "આનો જવાબ પછીથી આપીશ. પરંતુ એ તો કહો કે આપે રાત્રી કેવી રીતે વ્યતિત કરી?" બાદશાહે કહ્યું "મુર્ખ! હું મૃત્યુના ભયને લીધે વિલાસ આદિ સઘળું ભુલી ગયો હતો." ફકીરે ગુસ્સે થઇને કહ્યું "મુર્ખ! આજની રાત તેં જેવી રીતે વ્યતિત કરી છે, તેવી રીતે હું મારૂં આયુષ્ય નીર્ગમન કરૂં છું." રાત્રે સુઇ રહું છું તો સવારે જીવતો ઉઠીશ કે કેમ એવી આશા રહેતી નથી. તને તો મેં કહયું હતું કે હું ભુલ પણ કરૂં છું. પણ મને તો તેણે કહયું કે જે કદી પણ ભુલ કરતો નથી. તેણે મને કહયું કે તારે એક ઘડીનો પણ વિશ્વાસ ન રાખવો. પછી હું તેના ઉપર વિશ્વાસ કેમ ન રાખું? અને અકસીર મને કેવી રીતે નુકસાન કરે?

આથી સિધ્ધ થયું કે બાતિન તો અમને પ્રાપ્ત નથી, અને જાહેર તો અમારાથી ગુપ્ત છે. પેગમ્બરની હુઝુરી તો અમને નસીબ નથી. પેગમ્બર સ. અ. વ. એ ઉલુલ અમર તરફ ઇશારો કરેલો છે. અને ઉલુલ અમર તેજ થઇ શકે છે કે જે અમારી પેઠે ગાફીલ ન હોય. સુફી લોકો કહે છે કે "જેનો કોઇ પીર નથી, તેનો પીર શેતાન છે." ઉલુલ અમર તેજ શખ્સ છે કે જેને અમે ઈમામે વકત, ઇમામ ઝાહેર, અને ઇમામે મુબીન કહીએ છીએ. ઇમામ ભુલને પાત્ર નથી. અને ગરદન નિહાદન (માથું નમાવવું)નો ઇશારો પણ તેનાજ તરફ છે. આ ગરદન નિહાદનથી જે લોકો જુદા છે, તેઓ મુસલમાન તો શું પરંતુ ઇસ્લામને પણ જાણતા નથી. અને ગરદન ઝુકાવ્યા પહેલાં પોતાને મુસલમાન સમજી બેઠા છે. હું ફરી યાદ દેવરાવું છું કે ગરદન નેહાઅતનો અર્થ તાબેદારી કરવાનો છે અને કાંઇ સીજદો કરવાનો નથી, તેથી ઈમામને પ્રાપ્ત કરવો તે સઘળી પ્રાર્થનાઓ કરતાં શ્રેષ્ઠ છે. અને જેનો ઇમામ નથી, તે પ્રાર્થના કરવાને લાયક પણ નથી ઇસ્લામનો પહેલો મસઅલો મુસલમાન થઈ જવું એવો છે. અને મુસલમાન થયા પછી ઇસ્લામના અરકાન વાજેબ થાય છે, ઇસ્લામનો સ્વીકાર કર્યા પહેલાં થતા નથી.

આની સાથે એ પણ સમજી લેવું જોઇએ કે મુસલમાન થવું ઘણું સહેલું છે. જીભ અને મનથી "લાએલા ઇલલ્લાહ મહમદુર રસુલુલ્લાહ" કહેવું એટલુંજ પુરતું છે. પણ ઇસ્લામનો નતીજો તોહિદ અને મારફતે ઇલાહી છે. આ બંને મર્દે કામિલ અથવા ઝમાનાના ઇમામની સિફતો છે. જેને મારેફત અને હકીકત સુધી પહોંચવું હોય તે ખુશીથી આવે, તેની ઇચ્છા પરિપુર્ણ થશે. સારાંસ એ કે મુસલમાનોએ એકત્ર થવું જોઇએ. અને એક બીજાના ધિક્કાર તરફ ધિક્કાર બતાવવો જોઇએ, જેથી હમેશાં ધર્મની ઉન્નતિ થાય. વ સલ્લે અલા અલયહે વ આલેહી વ સલ્લમ.

ભાગ ૨ જો સમાપ્ત.

શ્રીમંત દીનભાઈઓને અરજ!

## આ બુકનો ફેલાવો થવાની જરૂર.

આ કિતાબની અંદર સમાવવામાં આવેલા ૮૪ વિષયો વાંચનાર જરૂર એમ કહેશે કે તે તમામ ઘણીજ સંગીન અકલી નકલી દલીલોથી સમજાવવામાં આવ્યા છે. અને તે ઉપરથી **શીયા ઇમામી ઈસમાઈલી દીન**ની મહત્વતા અને સચ્ચાઈ એવી રીતે સાબેત કરવામાં આવી છે કે કોઇપણ વીરુધીને તે માટે અએતરાઝ કરવાનુ ન રહે.

આ કિતાબ ગમે તે કોમ વાંચે છતાં તેનું કોઇપણ રીતે દીલ ન દુ:ખાય અને પોતાનાજ દીનના મુળ મુદ્દાના આધારે **શીયા ઇમામી ઈસમાઈલી મઝહબ**ની ખુબી જોઇ શકે એવી રીતે સચ્ચોટ મુદ્દાઓથી આ કિતાબ એવી રીતે ભરેલી છે કે ગોયા સમુદ્રને કુંજામાં સમાવી દેવામાં આવ્યો છે.

આવી ઉત્તમ કિતાબ જેમ વધુ ફેલાવો પામે તેમ ઇમામી ઇસ્માઇલી દીનની સચ્ચાઇ અને ખુબી જગ આશકારા થઇ પામે, અને તેથી **શીયા ઇશનાઅશરી** ખોજાઓ તેમજ દાઉદિ બ્હોરા ગ્રહસ્થોમાં છુટે હાથે **મફત** આપવાની ઘણીજ જરૂર છે. જેમ અમો કિતાબ **'ઇમામે મોજુદ'** તેમજ **'હાદી અને હિદાયત'** મજકુર ગ્રહસ્થોને ફકત પોસ્ટેજ ચાર્જ લઇ મોકલીએ છીએ, તેવીજ રીતે જો આ કિતાબની અમુક કોપીઓ કોઇ શ્રીમંત ઇસ્માઇલી ગ્રહસ્થ ફેલાવો કરવા અર્થે છપાવશે તો કાગળ છપાઇ અને બંધામણી ચાર્જ લઇ નીચે મુજબ લગભગ મુદ્દલ ભાવે તઇયાર કરી આપીશું. **ખાસ ફેલાવો થવા અર્થે ભાવ:-**

કોપી ૧૦૦૦ ના રૂા. ૬૦૦ કોપી ૫૦૦ ના રૂા. ૪૦૦

,, ૨૫૦ ,, ,, ૨૨૫

કેળવણીના ચાહક દીની લાગણી ધરાવનાર શ્રીમંત દીનભાઇને ઉપરનો લાભ લેવાની વિનંતી કરીએ છીએ.

લખો:—**મુખી લાલજીભાઇ દેવરાજ,**

૧૧૩ પાલખી મહોલા, મુંબઇ નં૦ ૯.